# મુકતી માલા.



## જીવરાજજીવન મુકતી આખ્યાન.

ભાગ પેહેલો.



રચનાર.

દેસાઇ.

પ્રાણલાલ શંભુલાલ.



મનોહર માલા

ના

ગ્રંથ કરતા.



ભરૂચ

ધી " વીકટોરીઆ પ્રીંટીંગ પ્રેસ "

સંવત ૧૯૪૪ સન ૧૮૮૭—૮૮



શ્રી.

# મુકતી માલા. ૩૫૯૨

## જીવરાજ જીવન મુકતી આખ્યાન.

### પ્રસ્તાવના.

---

આ ક્ષણભંગુર જગતમાં જે આસ્તીક વર્ગના મનુષ્યો છે, તે સરવેનો પરમાતમાં ઉપર સ્વભાવીક પ્રેમ હોય છે. એટલુજ નહી પરંતુ પરમાત્માના સ્વરૂપ લક્ષણ જાણવાની ઈન્તેજારી ઘણી હોય છે. પછી હેવા ઇચ્છાવાન મનુષ્યો રાજા હોય, કે રંક હોય, સ્ત્રી હોય, કે પુરૂષ હોય, તે સરવેની ઇચ્છા સમાન હોયછે.

આ ક્ષણીક સંસારમાં નાના પ્રકારના ક્લેશ, તથા દુઃખો, તથા સંતાપનો જે સમામાં ભોગ ભોગવાય છે, ત્યારે તે દુઃખની નીવૃતી તથા પરમ શુખની પ્રાપ્તી થવાની વાંછના પણ સરવેને સરખી રીતે હોયછે.

તે દરમીયાન જ્યારે નાના પ્રકારના જીવજંતુ પશુ પક્ષી પ્રાણી મનુષ્યોને નાના પ્રકારના અગાહન દુઃખો ભોગવતા જોવામાં આવેછે, ત્યારે તેના અધીક સુખ દુઃખ તથા પુનરપી જન્મ મરણાદીકના કારણના વીચારમાં પુણ્ય પાપરૂપી કર્મના ફળ રૂપ પ્રારબ્ધ" વીગરેની સંસાર જાલના વીચારનો મનમાં ઉદય થાય છે, ત્યારે હું એ સંસાર જાલમાથી કયારે છુટીશ હેવી મુક્તી અથવા મોક્ષ મલવાની સ્વભાવીક વાંછના સાથે પરમાત્માની પ્રાપ્તીની તીવ્ર ઇચ્છાનો ઉદય થાય છે.

એ ઇચ્છાની શાંતીને અરથે, એટલે મોક્ષ તથા પરમાતમાની પ્રાપ્તી સારૂ પુર્વે ઘણા માહા પુરૂશોએ આ ક્ષણભંગુર સંસાર ત્યાગ કરી, વનભુમીના એકાંત સ્થળમાં વાસ કરી, આ ઉતક્રષ્ટ વીશય સંબંધી દેહના દારૂણ દુખો વેઠી, સરવોતમ વીચાર કરી પરમપદને પામેલા છે.

તે માહા પુરૂશો એકલસુરા નહી હતા; પોતાના દુરલભ અનુભવનો બીજાને પણ લાભ આપવા સારૂ અદભુત ગ્રંથો લખીગયા છે. તથા તે ગ્રંથોનો અમુલ્ય ખજાનો આપણે સારૂ આપણા દેશમાં મુકી ગયાછે.

કાલે કરીને રાજયોના ફેરફાર સાથે, વીદ્યાનો પણ નાશ એટલો બધો થયો કે, દેશમાં શંસ્કૃત ભાશા પરી પુર્ણ રીતે જાણવાવાલા પુરૂશો પણ થોડાજ રહેવા લાગ્યા, એટલે આપણું અમુલ્ય ધન ક્યાંહાં ડાટયું છે, તથા એ અદભુત ખજાનામાં શું છે, તેપણ જાણવાની શકતી આપણામાં રહી નહીં. તેથી આપણા વેદ ધર્મ ઉપરથી આસ્તા ઉઠતી ગઇ. એટલે માહા શીરોમણી વેદાંત શાસ્ત્રના અદભુત પ્રમાણોથી પરમાતમાના જ્ઞાન રૂપી સુર્યનો ઉદયતો ક્યાંહાંથીજ થાય ! તથા જ્ઞાન વીના મોક્ષની તીવ્ર વાંછનાની શાંતી પુર્ણ

ક્યાંથીજ થાય !

આ વરતમાન કાળમાં સારા ભાગ્યે એ અદભુત ખજાનાની ખાણની ખોલ અદભુત પુરૂશોએ મેલવેલીછે. એટલુજ નહી પરંતુ એ અદભુત ગ્રંથો મધેથી જુજ ગ્રંથોના પ્રાકૃતમાં ભાશાંતર પણ થયાં છે. તે જોકે ખરેખર અમુલ્ય છે. તોપણ અલ્પબુધીને સમજવા કઠણ પડે છે. તેથી એ વેદાંત સાસ્ત્ર ઊપર જોઈએ તેવો ભાવ પ્રદીપ્ત થતો નથી. તે થવા સારૂ આ **મુકતી માલા** ગ્રંથની રચના કરી છે.

મારા શીરોમણી વેદાંત શાસ્ત્ર સંબંધી. પુર્વે જે મારા જ્ઞાની રૂષી મુનીઓએ અદભુત ગ્રંથો લખેલા છે. કે જેમાના જુજ ગ્રંથોના પ્રાકૃતમા ભાશાંતર પણ થયા છે, તેની સાહેતા વીના આ **મુકતી માલા** ગ્રંથ બની શકયો નથી. તથા બનવા સંભવ પણ નથી, તોપણ તે કોઈ પણ મુલ અસલ ગ્રંથનું ફક્ત ભાશાંતર છે એમ પણ નથી. આ મુકતી માલા ગ્રંથમાં વેદાંત શાસ્ત્રના મુખ્ય મુખ્ય પ્રમાણો આવી ગયા છે. તથા તે પ્રમાણો અલ્પ બુધીને પણ સમજવા કઠણ પડે નહી. તેને સારૂ એ ગ્રંથની રચનામાં સરળ અને સાદી ભાષાને ઉપયોગ કરી, ભાવ વધે તેને સારૂ જીવ મન વીગેરેને પાત્ર જનોનુ રૂપ આપી, પરસ્પર સંવાદ કરાવી, તે સંવાદનો સાર દરેક પ્રવેશને અંતે મનોરંજક કવીતાઓની પદ્દય રચનામા આણી મુકયો છે. હેવા અમુક પ્રવેશોનો એક અંક, તથા અમુક અંકોનો એક ભાગ થતાં એ ગ્રંથના ચાર ભાગ થયાછે. તથા એકથી બીજો, બીજાથી ત્રીજો, એ રીતે ઉતરોતર ભાગ વધારે વીસ્તારવાલો થયો છે.

આ ક્ષણીક બુધીની રચનામાં અનેક દોશ માલુમ પડે તેમાં નવાઈ નથી, તે પ્રમાણ પુવક આ ગ્રંથમાં પણ અનેક દોશ નજર આવવા શંભવછે. તેને વીશે જેમ ઉલટા સુલટા બીજ રોપ્યા હોય તોપણ તે ઉગ્યા વીના રેહે નહી. તથા ડાબા જમણા હાથે અન ભક્ષણ કરવાથી ક્ષુધામંદ થયા વીના રેહેતી નથી, તેમ ઉલટી સુલટી ગ્રંથની રચના વીગેરેનાં દોશનુ સમાધાન કરી, એ ગ્રંથનો જે હેતુ બ્રહ્માત્માનુ અદ્વૈત જ્ઞાન સંપાદન કરવાનો છે, તે ફલીભુત થએથી વીવેકી મુમુક્ષુ પુરૂશો નીરંકુશાત્રપ્તી માન્યા વીના રહેશે નહી હેવી ઉમેદ છે.

ભ્રગુક્ષેત્ર શંવત ૧૯૪૩ના જેષ્ટ સુદ ૧૫

પ્રાણલાલ સંભુલાલ

**ગ્રંથ કરતા.**

ઓં.

# મુકતી માલા.

## જીવરાજ જીવન મુકતી આખ્યાન.

### ભાગ પેહેલો.

### અંક પેહેલો.

### પાત્રજનો.

| | |
|---|---|
| જીવરાજ | અનમય કોશરૂપી દેહનગરીનો રાજા. |
| મનરાજ | જીવરાજનો પુત્ર મનોમયકોશનો અધીપતી. |
| પ્રવ્રતી | મનરાજના રાણીઓ મધેની એક રાણી. |
| સરસ્વતી | અવીદ્યાની પુર્વપક્ષી વીદ્યા દેવી. |
| સુમતી, શીક્ષા | સરસ્વતીની સખીયો. |
| અવીદ્યા | સરસ્વતીની પુર્વપક્ષી અવીદ્યા દેવી. |
| કુમતી, અશીક્ષા | અવીદ્યાની સખીઓ. |

### મંગલા ચર્ણ.

### દોહેરા.

નમોનમો રૂગવેદ, સરવોતમ જેની વાણી,
બ્રહ્મજ્ઞાનની ખાણ, દેવરૂષીએ વખાણી.
"પ્રજ્ઞાનંબ્રહ્મ" વાકય, માહા શીરોમણી ભાખ્યુ,
ટળ્યો માહા પરીતાપ, અખંડાનંદ મનમાહાત્યુ.
અવર નમુ કોણ દેવ, બ્રહ્મ મુજ આતમાંપેખી,
અવર ભજુકો ભગવાન, બ્રહ્મ અંતરમાં દેખી.
મોજા સર્વ માહાદેવ, સાગર રૂપ બ્રહ્મમાની,
નમુનીજ સ્વરૂપ, એક બ્રહ્માત્મા જાણી.

## પ્રવેસ પેહેલો.

### જીવરાજ સરસ્વતી સુમતી સીદ્ધા

### સ્થળ

### દેહ નગર.

### સંસાર જાલમાથી મુકતી સંપાદન કરવાવીશે સંવાદ.

**જીવરાજ**—હે શુમતી, શીદ્ધા, આ જન્મ મરણની જાળથી મને હવે કસોં જંપ જાગા તો નથી. જેમ જલ માહેલો મચ્છ સુતરની જાલમાં ફસાવાથી આકુલ બ્યાકુલ થાય છે તેમ હું થાઉછું. હવે હુ શું કરૂં !

**સુમતી**—જીવરાજ, સરસ્વતીદેવી, એ જાલમ જાલનુ બંધન પોતાની વીદ્યારૂપી તીક્ષણ બલવાન કટારીથી કતલ કરશે.

**સીદ્ધા**—સુમતી, સાચુ કહ્યું, જીવરાજ, બીજી બધી આલપંપાલ મુકીદઈને હવે સરસ્વતી દેવીને સેવો તો સારૂ. વાહવા જીવરાજ જોને સરસ્વતીદેવી આપોઆપ તને દરસણ દેવા પધારૂંયા.

**સરસ્વતી**—હે જીવરાજ. તારા મુરખારવીંદનો સુર્ય તેજોમય પ્રકાશથી ઝલઝલાટ કરી રહ્યો હતો. આજ જરાએ પ્રકાશમંદ કેમ લાગે છે. !

**જીવરાજ**—માતુશ્રી તેનુ કારણ આપને અંજાણ્યુ હોય નહી.

**સરસ્વતી**—મને એમ લાગે છે કે કાંઇ ચીંતા રૂપી વાદળી તારા પ્રકાશ ઉપર ફરીવલી છે.

**જીવરાજ**—માતશ્રી સાચુ કહુ, મને એમ લાગેછે કે જેમ રમણીક રથનુ ચક્ર અનેક ફેરા ફરયા કરે છે. તેમ આ બ્રહ્માંડરૂપી રથના આ સંસાર રૂપી ચક્રમાં મારા કર્મ અનુસારહ અનેક ફેરફરી અનેક દેહો મે ધારણ કરી. હજુ એ ચક્રની ગતી કયાંહાં સુધી ચાલશે તે મારા સમજવાંમાં આવતુ નથી.

**સુમતી**—શું અનેક દેહો ધારણ કરી !

**જીવરાજ**—જાણી જોઇને વીસ્મય સીદને થયા ! એકનો એક હું કોઇકાલે વૃક્ષલીલામાં વખાણાતો હઇશ.કોઇ કાલે જીવજંતુમા મને કશોજંપ નહી હોય. કોઇકાલે પસુ પક્ષીના ટોલામાં રમણ કરતો હઇશ. કોઇકાલે મનુષ્ય દેહ ધારણ કરી કાંતો રંક કે રાજા થઈ આ શ્રષ્ટીમાં વીલક્ષણ ખેલો ખેલતો હઇસ. કોઇકાલે દેવોમાં દેવલીલા કરતો હઇસ એ સર્વે સરશ્વતી દેવીને અજાણ્યુ હોયજ નહી.

**સરસ્વતી**—જીવરાજ એથી તું ચીંતાતુર કેમ થયો વારૂં ?

**જીવરાજ**—માતુશ્રી, હવે મને એ ચક્રનુ ભ્રમણ વસમુ લાગે છે. હું એ ભ્રમણમાથી મુકત કયારે થઇશ, તેની ચીંતામાં જેમ સમુદ્રના જલના મોજાના ભ્રમરમાં નૌકા ગરક થઇજાય છે તેમ હું ગરક થઇ ગયોછું.

**સરસ્વતી**—હા, હવે હું સમજી ભવસાગર તરવાની તને વાંછના થઇ હોય એમ જાણાય છે.

**સુમતી**—જીવરાજ, કામતો ઘણુંજ કઠણ છે. વરષા રૂતમાં જલથી ભરપુર સીંધુ નદી કોઇથી તરાઇ સકાતી નથી. તો આતો સાાગર તરવાનો છે. તે તું શીરીતે કરીશ ? વલી જે તારે તરવો છે તે જલસાગર પણ નથી, ભવસાગર છે. ભવસાગર જલસાગરથી તરવો ઘણો વીકટ છે. ભુજા તુમડા નૌકા વાગેરે અનેક સાધનથી જલસાગર તરવો સુરલીત છે, પરંતુ ભવસાગર તરવો મહાવીકટ છે.

**જીવરાજ**—વીકટ સાથી છે તે સમજાવો તો ઠીક.

**સીદ્ધા**—એ ભવસાગરમાં જન્મ મ્રત્યુ રૂપી જળ છે. રાગ દ્વેશરૂપી વીક્રાળ મગર છે. કામાદીક અનેકજંતુ છે. શોકરૂપ વડવા અગ્ની છે. સુખ દુખાદીક અનેક તરંગ છે. તેમાં અસંખ્ય મનુષ્યો ડુબ્યાજ કરે છે. કોઇકજ નીરલો પુરૂષ એ ભવસાગર તરી શકે છે. તેથી જળસાગરથી પણ તે માહા વીકટ હોય તેમાં નવાઇ નથી.

**જીવરાજ**—આવો અદભુત ભવસાગર તરવાને માતુશ્રી સરસ્વતીની સાહેતા વીના મારૂ બળ શું. જળસાગરમાં પણ બુડનારની ચારે તરફ શમુદ્રનુ પાણી ફરી વળે તેવે પ્રસંગે તેને ઉગારવાને તેનુ પોતાનુ બળ કાંઇ કામ આવતુ નથી. પ્રભુની ક્રપા વીના તે ઉગરી શકે નહીં, તો આતો તેનાથી પણ વધારે વીકટ ભવસાગર તરવાનો છે. સરસ્વતી દેવીની સાહેતા વીના એ સાગર પાર ઉતરી જવાની વાંછના ગગનમાં મેહેલ બાંધવાની યોજના જેવી છે.

**સરસ્વતી**—(હાસ્ય લાવીને) ઉપમાં તો તેહ મને ઘણી દીધી. આ સકલ બ્રહ્માંડના સ્વામીને જે ઉપમાં ઘટે તે તેહ મને દીધી.

**જીવરાજ**—માતુશ્રી આ સંસાર સાગર પાર પામી આ સકલ બ્રહ્માંડના સ્વામીને પામવુ, તે તમારી ક્રપા વીના થતુજ નથી. માટે હુ જેટલી ઉપમાં આપુ તેટલી ઓછી. વીદ્યાના તેજોમય પ્રકાશના ઝલઝલાટ વીના અવીદ્યાનો ભયંકર અંધકાર ખશે નહી. એવીદ્યા ખસ્યા વીના સંસાર સાગરનો પાર પમાય નહીં, તથા જ્ઞાન પ્રાપ્ત થાય નહી, તથા જ્ઞીન વીના પરમાત્માની પ્રાપ્તી થતી નથી. મતલબ જેને સંસાર સાગર પાર પામી પરમાત્માની પ્રાપ્તીની ઇચ્છા હોય તેની ઇચ્છા પુર્ણ ફળીભુત આપના દુરલભ દરશણ તથા સાહેતા વીના થતી નથી એ સીધ પ્રમાણ છે.

**સરસ્વતી**—જીવરાજ, તને મુકતીની ઇચ્છા થએલી જોઇને અત્યાનંદ થાય છે. આ

સકલ બ્રહ્માંડમાં માયાનુ પરીબલ એટલું બધું છે કે, લાખમાં કોઈ વીરલા પુરૂષને મુકતીની ઇચ્છા થાય છે. માયાની વીલક્ષણતા એટલી બધી છે કે તેના અલ્પાનંદમાં આ ખું બ્રહ્માંડ લીન થઈ પડ્યું છે. તથા કોઈ વીરલા પુરૂષને પરમાનંદની પ્રાપ્તીની ઇચ્છા થાય છે. એ રીતેનું માયાનું પરીબળપણુ છતાં તેને મુકતીની ઇચ્છા થઇ તેથી હું તો શું પરંતુ પરમાત્મા પણ તને પ્રશન થશે.

**સીધ્ધા** —જીવરાજ, પુર્વ જન્મના તારા પુર્વ સંચીત કર્મ દુરલભ હોયા વિના તને આ મુકતીની ઇચ્છા થાયજ નહીં. તેમ આ વરતમાન જન્મમાં મુમુક્ષુ દશાને જે તું પ્રાપ્ત થયો છું, તેતું તારા પુરસાર્થ શફળ કરશેજ.

**જીવરાજ** —( નિરાસ થઈને ) સીધ્ધા, મને નિરાશ કર માં મારા પુરસાર્થ મારી મુકતી થવાની હોત તો, હજુસુધી આ બ્રહ્માંડના ચક્રના ભ્રમણના ફાંસામાં ફસી રહયો હોતજ નહીં, તથા મારી મુકતી થઇ ગઈ હોતજ હોત. સરસ્વતી દેવીની સાહેતા વિના મારૂ પુરસાર્થ શું કારીગીરી કરશે ?

**સુમતી** —આ બ્રહ્માંડમાં સરસ્વતી દેવીની સાહેતાના જે અભીલાશી છે તેને તે દેવા તે તત્પરજ છે. તથા તે કાર્ય સારૂ તો આ જગતના પડદા ઉપર આ અદભુત સ્વરૂપ ધારણ કરી રહ્યા છે. પરંતુ જે સરસ્વતી દેવીની સાહેતાના અભીલાશી નથી, તથા જેનો અવીદ્યા ઉપરજ સદાભાવ છે, તથા કોઇપણ ક્ષણે સરસ્વતીની સનમુખ દ્રષ્ટી પણ કરતા નથી તેનો ઉધ્ધાર શી રીતે થાય વારૂ ? તું સરસ્વતી દેવીની સાહેતાનો તીવ્ર અભીલાશી છે, એજ તારો પુરસાર્થ છે. તથા તે પુરસાર્થ તારી કામના સફળ કરશેજ,

**જીવરાજ** —સુમતી કોટી જન્મ થયાં મેહે અવિદ્યાનો અનુભવ કરયો. પરંતુ તેના પરીણામમા આ પુનરૂપી જન્મ ધારણ કરવાની જાલમાંથી મુકત થવાને બદલે બાતાણ બલીયાની માફક આ જાલમાં અધીક અધીક ફસાતો જાઉંછું. હવે મારી ભાવના તેના ઉપરથી તદન ઉતરી ગઇ છે. અને હવે હું સરસ્વતી દેવીને શરણે આવ્યો છું, માટે મને એ જાલમાંથી છોડાવો.

**સીધ્ધા** —સરસ્વતી દેવીના પ્રતાપથી તને એ જાલમાંથી છુટવાને જરાપણ મુશકેલ નથી. પરંતુ અવિદ્યાનો સેહેવાસ તને તારા કેહેવા પ્રમાણે અનેક જન્મ થયાં છે; તો તે થોડા સંબંધ અથવા શેહેવાસથી પાછી અવિદ્યા તરફ તારી ભાવના થઈ તો શું થશે ?

**જીવરાજ** —છી ! હવે કેમ થાય ! કોઇ સોદાગરને ધુતવા ધુતારા આવ્યા, તેનુ સરવ સ્વધન ધુતી ગયા, એટલુંજ નહીં પરંતું તેનો પ્રાંણ બચશે કે નહીં, તેની તેને આશા રહી નહીં. દઈવસાગે તે સોદાગર તે ધુતારાના ફાંસામાંથી છુટયો. અને પાછું ધન કમાયો, તે ધન લઈને પાછો તે ધુતારાને શરણે જવા તેની વાંછના થશે! ના, નહીં, તેમ પુર્વના જન્મમાં મનુષ્ય દેહદ્વારાએ સતસંગ કરી સતશાસ્ત્રના શ્રવણ મનનાદીકથી સત સ્વરૂપના જ્ઞાનરૂપી મુકતીના તથા પરમાત્માની પ્રાપ્તીના સાધનરૂપી ધન અવિદ્યારૂપ ધુતારી ધુતી ગઈ. પ્રારબ્ધયોગે પાછી મનુષ્ય દેહ પ્રાપ્ત થતાં મુકતી તથા પર

આત્માની પ્રાપ્તીના હુમાણાજ વરાગેલા સાધનરૂપ ધન હું પાછું અવેદ્યાને સરાણે જઈ ગુમાવુ, હવું મારૂં દીલ ભ્રમીત નથી.

**સીદ્ધેશ્વર** -વાહલા ! અવિદ્યાના ધુતારી ઠરી,ઠીક, એમ તારો દ્રઢ નીશ્ચય હશે તો સરસ્વતી દેવી તને સાહે થશે.

**સરસ્વતી** -જીવરાજ, હું તારા ઉપર અતી પ્રશન થઈ. તને મુકતીનો મારગ બતાવવા આગ્ના કરૂં છું, કે તુ તારા પુરસાર્થે મુકતીમાલા પેદા કરી તેના આ વરતમાન જન્મમાં જપ જપજે. તેથી, તારી વીદેહ તથા જીવન મુકતી થશે, એટલુંજ નહીં પરંતુ તને સચીદાનંદ પરમાત્માના પ્રાપ્તી થઅતું શીવ સ્વરૂપ બનીશ હેવું મારૂં વરદાન છે.

**સીદ્ધેશ્વર** વાહલા,જીવરાજના મહદ ભાગ્ય ખુલ્યા ખરા, વલી સાભળો,

**પદ.**

( ગોપીચંદ કેહે શુણુ, તારામતી મોરી મઈયા. એ ઢાલ. )
મુકતી માલા તણી કથા, કથન કરૂં નર નારી.
હીરા રત્ન માણી મોતી, જર જવાહીરથી અતી સારી.
એક ભુવન મધે નગરી, ભાલી ભલી સુખકારી.
તેની તુલના કરી શકે, સીપેર નતી તુચ્છ સાહારી,
પ્રેમી જન જાણો, માનવ, દેહ સદા સાક્ષાત.
ભલુ ભાલ્યું સાધન મેં તો, મુકતી તણું રલીયાત.
જીવ તત્વને જાણજો, એ નગરી તણો બલી રાજા.
પુર પ્રેમે નગર તણી, કદી લોપે નાહીં એ માહારાજા.
જીવન મુકતી તણી તેને. ઈચ્છા થઈ સત સંગે.
વાદ્યો મોક્ષ તણો પ્રેમ. અચળ અતી ઉછરંગે.
થતાં અભાવ અતી ખરી, અવિદ્યા ઠરીને ધુતારી.
મલ્યા સરસ્વતી કરી, કૃપા થયા શાહેકારી.
પુર પ્રસન થઈ વિદ્યા, દેવી કહે જીવ બાલા.
જપ તપને પ્રભુ તણા, કર ધારણ કરી મુકતી માલા.
જીવન મુકતી થશે થઈ. નીરંકુશ તપી શેહેજે.
સચીદાનંદ પ્રભુ પામી: સુખ સદારાય લેજે.

---

## પ્રવેસ બીજો.

**મનરાજ** **પ્રવૃતીરાણી**

સ્થળ

## મનોમય મેહેલમાં પ્રવૃતી ચરીત્ર ચોક.

## અજ્ઞાન કાળમાં પ્રવૃતીના ચરીત્ર વીશે સંવાદ.

**મનરાજ**—હે પ્રીય આસોમાસની પુરણીમાને દીવસે ચંદ્ર જેમ સોલે કલા સહીત પ્રકાસી રહે છે. તેવા તેજ ભરેલુ તારૂ મુખ જોઈને મને અત્યાનંદ થાય છે. એક ક્ષણ વાર પણ તારો વીજોગ મારાથી સહન થઈ શકતો નથી.

**પ્રવૃતી**—પ્રાણનાથ તમે મને ચંદ્રની ઉપમાં દીધી તેથી મારા દીલમાં એક સકાનું મેઘ મંડલ ઘેરાઈ ગયું છે.

**મનરાજ**— અરે આ શુ ! મેઘ મંડલ કેવું ! જો મેઘ મંડળ ઘેરાયું હોય તો અવસ્ય વૃષ્ટી થવી જોઇએ.

**પ્રવૃતી**—છી, છી; હેવા દગ્ધક્ષર બોલશો માં હું જે સંકાનુ મેઘ મંડળ કહુછું, તે સંકાના મેઘ મંડળની વૃષ્ટી થાય તો મારા દીલમાં ઉતપન થએલી સંકા ફલી ભુત થવા જેવું થાયછે. તે મને ઇચ્છીત નથી, તથા તમને પણ હશે નહી.

**મનરાજ**—પ્રીય ખુલાશેથી એ સંકાનું વીવેચન કરે તો ઠીક.

**પ્રવૃતી**—પ્રાણનાથ આસોમાસની પુરણીમાને દીવસે પોતાની સોલે કલા સહીત ચંદ્ર પ્રકાશી રહે છે એ ખરી વાત છે. પરંતુ તે પુરણીમાનો દીવસ રાત્રી વીતી જતા સુકલ પક્ષના અંત આવ્યો તે પછી કૃષ્ણ પક્ષમાં ચંદ્રની કલાઓ ઓછી થતી જાય છે. તેવી રીતે મારી દસા થસે કે શુ ! એ સંકા મને ઉતપન થએલી. હવે પછી મારી સોયક નીવૃતીનું પ્રબલપણુ ચાલસાનું કે શું !

**મનરાજ**—છી, હેવી વાત બોલીશ નહી, નીવૃતીના સાલુડાના પરછાએ પણ હું ઉભો રહુ નહી. વારૂ ચંદ્રની ઉપમાં ઠીક લાગી નહી તો તમામ પોતાની પખડીઓ સહીત ગુલાબનુ ફુલ જેમ ખીલી રહે છે તેમ તારૂ મુખ ખીલી રહાની ઉપમાં આપુકે નહી!

**પ્રવૃતી**—મારે કશીએ ઉપમાં જોઈતી નથી, ચંદ્રની ઉપમાથી ગુલાબના ફુલની ઉપમાં વધારે મહામાવાલી નથી એથી ઉલટુ ચંદ્ર કરતાં ગુલાબનુ ફુલતો વધારે ક્ષણીક છે, તે ફુલ સુર્યના તડકાથી ચીમલાઇ ગયુ એટલે પાછુ ખીલી શકતુજ નથી. તેવી મારી દશા થશે કે શુ ! અને હવે નીવૃત્તીનાજ પોબાર ચાલવાના છે કે શુ ! હાવા સુકન સા સારૂ બોલતા હશો !

**મનરાજ**—તને હાવી ઘેલી સંકાઓ લેતા કોણે શીખવ્યું. નીવૃત્તીના નેપુરનો ઝણ

ફો જયાંહા વાગેત્યાંહા હું ઉભોજ રહુ નહી. તારા સમાગમમાં મને કેટલો બધો લાભ થયો છે,

**પ્રવૃતી**—તે ભુલી નજાઓ તો સારૂ.

**મનરાજ** —કેમ ભુલુ ? ભુલાય કેમ ? વાહવા મારા ભાગ્યની શું ઉપમાં ! પીતાજી હવે વૃધ્ધ થયા એટલે આ રાજ રયાસતનુ સઘલુ કામ કાજ મારે હાથે આવ્યુ, હવે તો હું ચક્રવર્તી રાજા થયો.

**પ્રવૃતી**—મારી સાથેના સમાગમમાં તમારૂં ભાગ્ય દીનપરદીન ખીલતુ જાય છે. પરંતુ તે તમારા પીતાને ક્યાં ગમે છે. જે કુલદીપક હોય તે આખા કુલને સોભાવે છે. તે છતાં તે માબાપ ભાઈ ભાંડુ વીગેરેને પણ ગમે નહી એ કલીકાળના મહીમા શીવાય બીજુ શું કેહેવું ?

**મનરાજ** —હે પ્રીય મારા મા બાપ શીવાય બીજા સઘલા સગા સંબંધી વીશે તે જે મને કહયુ તે મે માન્યુ, અને તેમની સાથે મે વીરોધ પાડયો. પરંતુ તું જે મારા ખુદ પીતાજી વીશે કેહે છે, તે મારા દીલમાં ઠસતું નથી.

**પ્રવૃતી**—અનુભવ થએ એ મારૂ કેહેવુ પણ દીલમાં ઠસસે.

**મનરાજ** —અનુભવતો જુદાજ પ્રકારનો થાએ છે. મારા પીતા જીવરાજની અનમય કોશ રૂપી નગરી તેને તથા મને પ્રીય હોય તેમા નવાઈ નથી, મારા પીતા પોતે વૃધ્ધ થયાં છતાં તેનીતો તે રક્ષા કરે છે, તેમને અનુકુલ છે. મનેએ નગરીના કોટની અંદર અતરવૃતી કરી સદા કાળ ઘેરાઈ રહેવુ ગમે નહી.

**પ્રવૃતી**—જે તમને ગમે નહી તે તમારા પીતાજીને ગમે એજ વીરોધતાની નીશાની

**મનરાજ** —એ નગરીના કોટની અંદર સદા કાળ ઘેરાઈ રહેવું એ મને ગમે નહી તે મારા પીતાજીને ગમે છે એ ખરૂ, પરંતુ પીતાજી છો તેમ કરતા, તેમને પ્રતીકુલ નથી, અનુકુલ છે. સાથી કે જે ક્ષણે મારા પીતા જીવરાજ એ દેહરૂપી નગરીનો ત્યાગ કરી બાહાર નીકલ્યા તેજ ક્ષણે એ નગરીના કોટ થરથર ધ્રુજી જમીનદોસ્ત થાય તેમાં નવાઈ નથી તથા એ નગર ભસ્મીભુત થાય એ પણ દેખીતુ છે, તેમ થએ એ અદભુત રાજધાની વીના મારી મનોમય શ્રશ્ટીનુ રાજ પણ ફના થાય તેમાં પણ નવાઈ જેવુ નથી.

**પ્રવૃતી**—ખરીવાત, હા હું સમજી.

**મનરાજ**—એ અદભુત નગરીના કોટની અદરના રાજ મેહેલમા મારા પીતાજી બીરાજી એ રાજધાની ની રક્ષા કરે છે એતો ઠીકજ થાય છે.એ રાજધાની સલામત છે તો જયાંહા જયાંહા આપણી બહીર વ્રતી ફરી શકે ત્યાંહા ત્યાંહા આપણી માનશીક શ્રશ્ટી ઉપર અમલ કરીસુ. કોની તાગાત છે કે મારા અમલમાં ક્ષણભાર પણ દાખલ કરી શકે. હુ મા હારી મેલે જેટલી માઝા રાખુ તેટલી રહે. ચાહુ તો અખીલ બ્રહ્માંડમાં રમણ કરૂં, તો પણ કોઈ પણ મને રોકી સકે નહી. તો પછી મારી ભોગ સામગ્રીમાં મણાં શુ હોય !

**પ્રવૃતી**—મણા કેવી. ? અનેકના ગલા રેહેસીને કે અનેક પ્રકારના પ્રપંચ કરીને આપણે ધન એટલુ બધુ અકઠું કરેલું છેકે આપણી સાત પેહેડીમાં ખુટે એમ નથી.

તો ભોગ સામગ્રીમા હવે મણા સી રેહે ?

**મનરાજ**—(હસીને) પ્રીય સાચી વાત કહી. નીવ્રતીના મંદીરમાં મે વાસ કરયો હોતતો આ ધન પ્રાપ્ત થાત નહી. હે પ્રીય એ પ્રતાપ તારો. હવે હું મારા સરવે રીપુનો સંહાર કરી ચુકયોછું. તથા તેનું ધન મારા મંદીરમાં લાવી ચુકયોછું. હવે કસી બાકી રહી નથી.

**પ્રવ્રતી**—નીકટના અથવા દુરના સગપણ નાતાના અથવા પરધન સંગ્રહ કરવામાં નીતી અથવા અનીતીના, સુબુધી આદીક મારી વેરણ તમારા દીલમાં વીપ્રીત વીચારો ઊતપન કરતી હતી. તે વખત તમારૂ દીલ ચગડોલની માફક ડગમગતુ હતું. હવે આ ભોગ સામગ્રી કેવી સારી લાગે છે. ?

**મનરાજ**—મેહે એ સુબુધી આદીકનું માન્યું હોત તો તારે તાનો મારવા પણ હતુ તેમતો મેહે કરૂ નથી.

**પ્રવ્રતી**— એવાતતો સાચીછે. જેવી ભોગ સામગ્રીમાં મણા રહીનથી, તેજ પ્રમાણે મારાપ્રતાપથી સ્ત્રી વીલાસમાં પણ મણા રહી નથી, તેમાં પણ નીતી અનીતીના વીચારેજે. દીલ ડગમગતુ હતું, તેપણ મારા પ્રતાપથી ઠેકાણે પડયુંછે. તેજ રીતે સંતાનાદીક સુખમાં પણ મણા રહી નથી. ચક્રવરતી રાજ કેહેવાઓ છો, એટલે રાજ રયાસતની પણ ખોટ નથી. તો હવે મણાં સી રહી. ?

**મનરાજ**—મણા માત્ર એટલીજ લાગેછેકે. આ અનમયકોસરૂપી નગરી હવે જીરણ જેવી થઈ પડીછે. હેનો ચારે પાસાનો કોટ બુરજ કાંગરા સહીત ખલખલી ગયો છે. યમરાયના હવે પેગામ આવવા માંડયાછે. એટલે કાલે કરીને એનગરી જમીન દાસ્ત થઈ ભસ્મી ભુત થસે તેમાં સંસય નથી. ત્યારે આ સઘલી ભોગ સામગ્રીને શુ કરીસુ ?

**પ્રવ્રતી**—હાવી અનમયકોસ રૂપી નગરીઓની આપણને કયાં ખોટછે. આ નગર હાથથી ગયુ તો બીજુ નગર મેલવીસું. બીજા પછી ત્રીજુ. એ રીતે તેની પણ ખોટ રેહેવાની નથી. તથા દરેક નગરમાં મારો સમાગમ જારી રાખસો તો આપણી ભોગ સામગ્રીમાં પણ મણા રેહેશે નહી.

**મનરાજ**—વાહવા પ્રવ્રતી તારાથી મને જે અત્યાનંદ થાયછે તેનુ વરણન કરી સકતો નથી. તારા ઉપરની મારી મોહીણીનું સુક્ષમ વરણન કરૂછુ તે શ્રવણકર.

**૧૬**

**રાગ સોરઠ**

મોહયો મોહયો હુ રાજ કુમારરે, રાણી ગોરાવદને.
જોને જાણે ચલકયો ગગનનો ચંદ્રરે, સુ આ તેજ તારે બદને. ટેક
સોલે કલા જોને ઝલકી રહીછે, મુખ બાંખ સુ પ્રેમે મલકેરે.

મંગલ બુધ ગુરૂ ગ્રહમંડળ સંગે. રોહીણી આંખી ઝળકેરે. રાણી.
મનોમય મહેલ રૂપી મેઘ મંડળમાં, જાણે વીજલી તેજ તાર ઝબકેરે.
જર જવાહીર ધન ભોગ સામગ્રી રૂપ, બુંદ અગણીત ટપકેરે. રાણી
માગુ નહી લેને સંસાર સુખમાં, મ્હાલુ સ્ત્રી વીલાસ ખુબ ખાંતેરે.
સંતાન રૂપીના પ્રેમ મંડળમાં, મગ્ન રહુ સદા વીશ્રાંતેરે. રાણી.

---

પ્રવેશ ત્રીજો

જીવરાજ મનરાજ

સ્થળ.

મનોમય મંદીર

વૈરાગના ઉદય અરથે સંવાદ

---

**જીવરાજ**—હે પુત્ર મનરાજ. તું કાંઈ મહુદકલ્પના રૂપી કોટ રચતો હોય હેવુ મને લાગેછે. ખરૂ કેહે. તુ સું વીચારમાછે.

**મનરાજ**—પીતાજી એ તમને કાંઈ અજાણ્યું હોય નહીં સુર્યના કીર્ણનુ ચલન હલન તથા પ્રકાસ સુર્યને અજાણ્યો હોય નહી. કાંઈ મારી કસુર થઈ હોયતો ક્ષમા કરજો, મારો જાતી સ્વભાવ જેછે તે પરમાણે હુ કરૂછુ.

**જીવરાજ**—હે પુત્ર મને તારો જાતી સ્વભાવ કાંઈ અજાણ્યો નથી. તું શું કલ્પના રૂપી કીલ્લો રચી રહ્યોછે તે હૂ જાણુછું. પણ મને એમ લાગેછેકે એ તારા કીલ્લાના બુરજ ક્ષણભંગુર હોવાથી ક્ષણવારમાં જમીન દોસ્ત થઈ પડશે.

**મનરાજ**—સીરીતે પીતાજી ! વીજલીના પ્રકાસ જેવી મારી ચંચળ વૃતી સમજી સકી નહી.

**જીવરાજ**—હે મનરાજ, તુ આ અનમયકોસરૂપી દેહનો નાયક હોવાથી તારી મગરૂરીના મોજા જોર કરી ઉછળવા લાગ્યાછે. સબુર કર. હમણા તે સ્થીર થઈ જસે.

**મનરાજ**—એથી રૂડુ સું ? પરંતુ એ દેહનગરને હુ અતી કીમતી તથા અમુલ્ય સમજુછું. તેના ઉપરનો મારો વીલક્ષણ મોહ મીથ્યા સી રીતે થશે !

**જીવરાજ**—હે પુત્ર, તેહે એ નગરમાં અમુલ્ય પચ્યુ સું દીઠુ. ! ખરી રીતે જોતા એ હાડ માસ ચામ તથા રૂધીર તથા મલમુત્રનાભંડાર સીવાય બીજુ કસુ નથીં, આ ઈશ્વર રચીત શ્રષ્ટીના બીજા જડ પદાર્થોની તો કાંઇ પણ કીમતછે. પરંતુ આ હાડ પીંજરમાં તેં અમુલ્ય વસ્તુ હસી જોઈ. દેખીતા દુરગંધી ભરેલા તથા ત્રાસદાયક પદાર્થો છે. તેમાં તુ સું મોહી રહયો છે.

**મનરાજ**—મોહીણી મારી કાંઈ આજકાલની નથી. કોટીજુગ વહી ગયા છતા, એ મોહીણી રૂપી રોહીણીનું તેજ મંદ થવાને બદલે દીનપરદીન અધીક અધીક જળ ઝળાટ કરી રહ્યું છે.

**જીવરાજ**—સાચુ કહુ, પરંતુ હવે એ મોહીણી રૂપી રોહીણી અસ્ત થસે. ધાર કે તું કોઈ રાજદરબારમાં ખજાનચી હોય, તે પસંગમાં તેહે રાજનો એક મ્હોટો ખજાનો ઉડાવ્યો. તે ઘુનાના બદલામાં રાજા તને સીક્ષા કરે, તેહેવી રીતેકે તારા ગલામાં હાડકાના હાર પેહેરાવવા, એટલુજ નહી પરંતુ તારે માથે પણ હાડકાનો ટોપ પેહેરાવવો તથા હાથ પગ વીગેરે બીજા સરીરના ભાગે પણ હાડકા બાંધવા. પછી માસના લોચા આખે સરીરે જે યુકતીથી રેહે તે યુકતીથી રાખવા. તે સીવાય આખે સરીરે આંતરડા વીગેરેના હાર પેહેરાવી રૂધીર કફપીત વીગેરેથી તમામ સરીર લચકા બોલ કરી તેના ઉપર કોઈના કલેવરનુ ચામડુ હોરાડી મલમુત્રાદીક દુરગંધી ભરેલા પદાર્થ તારા કર ઉદર વીગેરે ઉપર રાખી એ સ્થીતીમાં માત્ર વરસ છમાસ રેહેવાની સીક્ષા કરે તો તે તને અનુકુલ પડે કે નહી તેનો તુ મને પ્રતીઉત્તર દે.

**મનરાજ**—(ઘણોજ અચંબો પામીને) આ શીક્ષા કરતા દેહાંત દંડની સીક્ષા સારી, પ્રાણ જાય એ સારા. પણ આ ગજબ એક દીવસ પણ વેઠાય નહી તો પછી તેથી અધીક મુદત વીશે તો સુંજ કેહેવું. !

**જીવરાજ**—મનરાજ તને એક દીવસ પણ હાડકાના હાર, આંતરડાના હાર, માંસ નાલોચા, રૂધીર, કફ, પીત, મલમુત્રાદીક દુરગંધી ભરેલા પદાર્થ, તથા કોઈપણ કલેવરના ચાંમડાનો ચોલો પસંદ નથી. તો આ અનમયકોસરૂપી દેહમાં એ પદાર્થ સીવાય બીજુ કસુ નથી. તેમાં તું અનંત કાલ થયા મીથ્યા મોહીણી રાખી રહો છે. એ તારી કેટલી બધી ભુલ, !

**મનરાજ**—દેહમા તમામ દુરગંધી ભરેલા તથા ત્રાસદાયક પદાર્થ છે. તેમાં તો કંઈ શક નથી. તે છતા મનુષ્ય દેહ દુરલભ તથા સરવોતમ સાસ્ત્રમાં માની છે. તેનુ સુ કારણ હશે. !

**જીવરાજ**—આ ક્ષણભંગુર જગતમાં મનુષ્ય સીવાય બીજા અનેક જાતના જીવજંતુ પસુ પક્ષી વીગેરે અસંખ્ય પ્રાણીયો છે. તેને માત્ર અંગજ્ઞાન છે. તર્કજ્ઞાન નથી. તર્કજ્ઞાન વીના સાર અસારનો વીચાર તેમનાથી થઈ સકતો નથી. તેથી પરમાત્માના જ્ઞાનના તે અધીકારી નથી. મનુષ્યો ને અંગજ્ઞાન સીવાય તર્કજ્ઞાન પણ હોય છે. તે દ્વારાએ સાર અસારના વીચારે તત્વવેતા થઈ પરમાત્માનુ જ્ઞાન સંપાદન કરી પરમ પદને તે પામેહેવો શંભવ છે. તેથી મનુષ્ય દેહ દુરલભ તથા બીજા કરતા સરવોતમ માનીછે. પરંતુ જે હેતુથી તેને દુરલભ તથા સરવોતમ પણ દીધુ તે અનુસાર જ્ઞાન સાધના તરફ જેનુ લક્ષ નથી તેણે મનુષ્ય જન્મ લીધો તે ન લીધા સરખો છે. તથા તેવે પરસંગે મનુષ્યા દેહ

પસુના કલેવરથી પણ કનીષ્ટ છે.

**મનરાજ**—મુઢ પુરૂષની મનુષ્યા દેહ પશુના કલેવરથી પણ કનીષ્ટ છે, હેમાંતો કાંઈ શક નથી. પરંતુ એજ દેહ વડે તો સ્ત્રી પુત્ર ભાઈભાંડુ સગાવાહાલા ઈત્યાદીથી આ મારી માનસીક શ્રષ્ટીના સુખનો ભોગ ભોગવુંછું. જેમ પુર્વમાં સુર્ય ઉગે નહી તો અંધારૂ તેમ દેહ ન હોયતો આ સ્ત્રી પુત્ર પુત્રી ભાઈભાંડુ વીગેરે જન સમુદાય સુ કામનું. ?

**જીવરાજ**—કામનુતો કોઈ નથી. પ્રથમ સ્ત્રીને લે. એ પણ એક હાડ માસ ચામ તથા રૂધીર પીત કફ મલમુત્રની ભરેલી પુતલી છે. જેમ નાટકના તખતાના પાત્રજનોના સ્વભાવીક સ્વરૂપ ઢાંકવા પડદો હોય છે, તેમ એ પુતલીનું હાડ પીન્જર તેની ત્વચાથી ઢાંકેલુ ન હોતતો તે ત્વચાના અંતરપટ માહેલા પદાર્થ મધ્યેથી કહો પદાર્થ મોહીણી કરવા જેવો છે. ?

**મનરાજ**—ત્વચાનો અંતરપટ ખોલી ભીતરના પદાર્થ કોઇથી જોવાતા નથી, તો વગર ખોલે તેનો ચીતાર સમજ્યામાં આવેજ કેમ. !

**જીવરાજ**—ત્વચાનો અંતરપટ ખોલ્યા વીના તેની અંદરના પદાર્થનો ચીતાર તારા મગજમાં ચીતરાતો ન હોયતો, ચેતન વીનાનુ કોઈપણ કલેવર ઉકરડે પડેલુ હોય તેને ગીદ પક્ષી ફાડી તોડી માસ આદીકનો ભક્ષ કરતા હોય તેવે ટાંણે તારી નજર તે તરફ કર. તેમ કરેથી તને કમકમાટી આવ્યા વીના ન રેહે તો, શુધ ચૈતનના ઉપરનો પ્રેમ પડતો મુકી ત્વચા વીગેરેના ગૌર આદીક વર્ણ વીગેરે ઉપર મોહીણી કરી સ્ત્રી વીલાસમાં સદા મગ્ન રેહે તેવે ટાંણે ગીદ પક્ષીથી પણ કનીષ્ટ સ્થીતીમાં તને સા સારૂ મુકવો નહી તે સમજાતુ નથી. શાથીકે ગીદ પક્ષીને સાર અસારના વીચાર રૂપ તર્ક જ્ઞાન નથી. તે તને હોવા છતાં તેની માફક આચરણ કરે એ કેટલી બધી તાજુબી ! આ સ્ત્રીના કલેવર વીશે જે વરણન કરયું તેનીજ રીતે તમામ જન સમુહયની દેહોનું સમજી લેવું

**મનરાજ**—ગમે તેમ હોય તોપણ એ સ્ત્રી પુત્ર ઈત્યાદી આ દેહના સુખ અરથે કેટલા બધા કામના છે.

**જીવરાજ**—કામના તો એટલા બધાકે એ સ્ત્રી પુત્રાદીકનું જુમખું પોત પોતાના સ્વાર્થની દોરીથી બંધાએલુ રહુ છે. એ સ્વાર્થની દોરી તુટી એટલે કોઈ કસા કામના નથી. સ્વાર્થનું બંધન તુટ્યું એટલે એક પતીનો ત્યાગ કરી બીજા પતી અથવા પરપુરૂષને ત્યાહાં સ્ત્રીને જતા તથા સ્વાર્થ ન સરેથી પુત્રાદીક પોતાના પીતા વીગેરેથી વીભકત થતા આપણે ડગલે ડગલે દેખીએ છીએ. વખતે એ જુમખાનુ સ્વાર્થનું બંધન ન તુટ્યુ હોય તોપણ દેહથી જીવાત્માંનો વીજોગ થયો એટલે એજ દેહને તેની ભારયા ઘરમાં રાખવાની નહી. હેવી તે દેખીતી દેહ અમંગળ છે. તેને તેનાં બીજા સંબંધી સમશાનમાં

લઈ જઈ ખોરી ખોરીને બાળવાના તેતો યોગ્યજ છે. પરંતુ કાલ વીતે નીકટના સંબંધી પણ તેની પ્રતીમાનુ પણ સંભારણું રાખવાના નહી. એ રીતે વીલક્ષણતા છે.

દોહેરો

દીન ગણંતા માસ ગયા, વરસે આંતરીયા.
સુરત ભુલી સાંઈઆ, નામે વીસરીયાં.

**મનરાજ**—નામ તેનો નાશ ખરોજ એ કેમ ના કેહેવાય. ?

**જીવરાજ**—જયારે આ દેહ કે જેના વડે તું બીજા ભોગ ભોગવે છે, તે તારી ન થીજ, તથા ક્ષણભંગુર હોવાથી ગમે તે ક્ષણે નાશ પામે છે, તો સ્ત્રી પુત્ર ધન દોલત ઘરબાર રાજ સ્યાસત વીગેરે ભોગની સામગ્રીઓ પણ તારી કેમ થશે. ! " નામ તેનો નાસતો ખરોજ " એજ તારા પ્રમાણ પુર્વક વાક્ય પ્રમાણે ગમે ત્યારે તે રાજ સ્યાધી ધન દોલત વીનાશ પામે તેમાં નવાઈ નથી. હેવા વીનાસી પદાર્થો ઉપર મોહીણી શી!

**મનરાજ**—મોહીણી તો સુખસંપાદન કરવા અરથે.–

**જીવરાજ**—સુખને બદલે દુખ કહે હોયતો યથાર્થ છે. એ સ્ત્રી પુત્ર ધન ઘરબાર રાજ સ્યાસત વીગેરે નમલે તો એ દુઃખ. અપ્રાપ્તી કાલ વીશે દુઃખને પ્રાપ્તી કાલ વીશે દુઃખ નથી એમ છેજ નહી. તે વખતે મલે તો તેને જાલવી રાખવાની ચીંતાનું દુઃખ, વીનાશ પામે વલી અતી દુઃખ, વીનાશ ન પામે તોપણ મરણાવસરના તેના વીજોગનુ સહુથી અધીક દુઃખ, દેહ તથા જીવાત્માનો સંબંધ તુટયો એટલે પછી આ ભોગોની સામગ્રી સી કામની. !

**મનરાજ**—આહા. ! આશ્રષ્ટીની રચના પણ આ ઉપરથી વીચીત્ર લાગેછે.

**જીવરાજ**—વીચીત્ર તો એટલી બધી છે કે સ્ત્રીઓના ભોગી પુરૂષની સ્ત્રી દરેકની તથા દરેક સ્ત્રીનો સ્વામી સદા કાયમ રહે નથી. કુટુંબ વત્સલ પુત્રાદીક વાલા પુરૂષને મરણાવસરે અગ્નીદાહ કરવા પીત્રાઈ ગોત્રાઈ વખતે ધુંડવા પડે છે. અરથાંત સરવેનો સંતતીનો વેલો અખંડ રેહેતો નથી, તેમ પુત્રાદીકના પીતા વીગેરે પણ અખંડ રેહેતા નથી. રાજ સ્યાસત વાલે રાજા વખતે દરવેશની માફક ભટકી ભટકી પોતાનું આયુષ્ય પુર્ણ કરે છે. અરથાંત રાજ્યાસન પણ સદા અખંડ રેહેતા નથી. ધનદોલત ઘરબાર વાલો માણસ વખતે વનમાં પાંદડે પાંદડે રખડતો હોય છે. અરથાંત ધન સામગ્રી પણ અખંડ સદા રેહેતી નથી. એથી શ્રષ્ટીની વીચીત્રતા અધીક શી. ! આકાકાર જગતના પડદાના કોઈ પણ ભાગમાં હેવુ સુખ નથી કે તેનો કોઈપણ કાલે નાશ થાયજ નહીં.

**મનરાજ**—ત્યારે સદા નાસ ન થાય હેવા પરમ સુખનો વાસ ક્યાંહાં હશે. ! આસાકાર જગત ખુદ ક્ષણભંગુર છે. એટલે તેના સુખતો ક્ષણભંગુર હરે તેમાં નવાઈ નથી.

**જીવરાજ**—ક્ષણભંગુર સુખની વાંછનાં શી રાખવી. ! પરમાનંદ પરમાત્માની પ્રાપ્તી વીના થતોજ નથી પરમાત્માની પ્રાપ્તી જ્ઞાનવીના થતી નથી. આ ક્ષણીક જગતના ક્ષ ણભંગુર અલ્પાનંદમાં રમણ કરવાને બદલે, અખંડાનંદ પ્રાપ્ત થવા તુ સીદને પુરસાર્થ નથી કરતો.

**મનરાજ**—હા. હા. અખંડાનંદ પ્રાપ્ત થાયતો અલ્પાનંદને છાયડે પણ ન જાઉ. મનેતો સરવોતમ હોય તે ગમે. પીતાજી ખરૂ કોહોછો. યુગેયુગ કોટી દેહો ધારણ કરી તોપણ અખંડાનંદના તો દરસણ થયાજ નહીં.

**જીવરાજ**—અખંડાનંદના દરસણ ક્યાંહાંથી થાય ! એક દેહ ધરવામાં તથા તેના ત્યાગમાં કેટલુ કષ્ટ છે. જન્મ મરણની વેદના કોઈને અંજાણી નથી. અગ્નીની ભ ઠીમાં જેમ કોઈ પડ્યુ હોય, ને તેને જેવી વેદના થાય,તેવી વેદના ગર્ભવાસમાં છે, તથા અસંખ્ય વીછુઓની વેદના જેવી વેદના મરણાવસરે છે. તો કોટી દેહો ધારણ તથા ત્યા ગ કરવામાં તેં કેટલુ કષ્ટ ભોગવ્યુ હશે વારૂ. ત્યારે તુ એ જન્મ મરણની જંજાલમાથી પતી જવા મુક્તીની વાંછના કેમ રાખતો નથી- !

**મનરાજ**—એ જન્મ મરણની ઘટમાળાના વીલક્ષણ ચક્રના ભ્રમણમાથી મુક્ત થાઉ તો પછી વેદના શી રહી ! વારૂ એ મુક્તી સીરીતે મલે. !

**જીવરાજ**—મને સરસ્વતીદેવી પ્રસન્ન થઈ કહી ગયાં છે કે મુક્તી "મુક્તી માલા" વીના મલશે નહી. પરમાત્માના સ્વરૂપનુ જ્ઞાન થવા તે માલાથી તેના હર દિસ જપ જ પવા જોઈએ.તુ તારા પુરસાર્થથી એ માલા જો સંપાદન કરે તો મારો ને તારો હરદોનો ઉ ધાર થાય, એથી રૂડુ શું !વલી શ્રવણ કર.

**પદ**

(જીવને સ્વાસતણી સગાઈ, ઘરમાં ઘડી ન રાખે ભાઈ. એ ઢાલ.)

મન તુ સીદ ભ્રમણતા ભમે, શ્રષ્ટી માયા સુખે તુ રમે. ટેક
જન્મ મરણના દુખો જાડાજા, સીદને ગાયુનાં જાણે,
ગગન મંડળના અગણીત તારા. ગણ્યા કહા જોશી જને. મન
ખલી જાણે સુખસાંપડુ, નીભાડે જઈ પડે,
બાલે જવાલા અગ્નીતણી ત્યાંહાં, સીતળ સુખ સું જડે. મન
સું જાણ્યુ સુખ ગર્ભ વાસમાં, જઠરાગ્ની ત્યાંહા દમે,
મલમુત્રમાં મગ્ન રહે શુ, અન્નત નથી તે સમે. મન
જેમ ચીચોડો પીસે સેરડી. (તેવી) ઘાંટી જન્મ તણી,
પીલણ પીડાનો પાર નથીરે, મંદમતી સકે કેમ ગણી. મન.

જન્મ પછી થઈ પ્રાપ્ત અવસ્થા, બાલ તણી તને બુરી,
પરવસ પડયો માત તાતને, પીડા પામે પુરી. મન.
મધ માખી જેમ મધપુડાને, વલગે ટોલે મલી,
આવી મલ્યા તેમ અગણીત વ્યાધી. કષ્ટ સકે કોણ કલી. મન
જેમ તેમ કરતા પામ્યો અવશ્થા, યુવા તણી ટલવલી,
ચુકયો પંથ પ્રભુ ભજવાનો. માયા વલગી માહા બલી. મન.
ચર્મ પુતલી વરી વરતેહે, (મન) માની રહો મોહીણી,
રૂધીર માસને ખાંણ હાંડની, ગણી ગગન રોહીણી. મન.
પુત્ર કળત્ર શગા સાહોદર, મારા માની રહો,
ધન દોલતને માલ ખજાનો, ઘરબારી થઈ ગયો. મન.
જેમ ઘાંચી ઘેર બલદ રહીને, ઘાણી તાણી રહો,
તેમ ઘડી તેંહે મીથ્યા માયા, જગત ભાર ઘણો વહો. મન
કાલે કરી તેંહે ખોઈ જુવાની, ઘડપણ ઘેરી રહ્યુ,
તો એ મુકીન ત્રષ્ણામનવા, ભાન તારૂ કયાંહાં ગયું. મન.
સીથીલ થયા સઉ ગાત્ર તારા, તોએ ન માયા ખસી,
ડોસે જોને ડાટ વાલ્યો, પ્રભુ ભકતી નવ વસી. મન.
ઘરના કહે મુવો મરતો નથી, હેને ચોવટ ઝાઝી વલી,
તોએ ન ચેત્યો જાણી જગતની, ઈંદ્રજાલ બહુ બલી. મન.
જેમ મરકટને મણી સાંપડે, કીમત તેને શી કરી
તેમ ગુમાવ્યો જન્મ અમુલ્ય, માનવદેહમાં વસી, મન
જેમ પોપટને પકડે પારધી, (તેમ) કાલે કેહેર કરી
મુરખા હવે શુ રામ પોકારે, મરણ ભયથી ડરી. મન.
અસંખ્ય વીછુ તણી વેદના, રોમ રોમ રહી રમી,
પ્રાણ ગયા જોતે પલક્ષાણ ગણતા, રગે રગ દુખ દમી. મન.
નારી કેહે હેને જટ કાહાડોને, અલગી રેહે છેડરી.
પુત્ર કલત્ર (તુજ) કાયા કાહાડી, ખાક કરે ખોરી ખોરી. મન.
ધન દોલતને માલ ખજાનો, કોય ન ચેહેમાં ખરે,
પુન્ય દાનને પ્રભુ ભકતી વીન, કોણ સાહે ત્યાંહાં કરે. મન.
કુડાં કરમનો ભાર ભરીને, અનેક જન્મ ધરી રહો,
જુ જંતુ ને સરપ કાચબો, પશુ પક્ષી પણ થયો. મન.

પુનરપી કોટી પામી જન્મો, ચક્ર ભ્રમણ બહુ ભરચો,
અનેક દેહના અનેક કષ્ટ, ભાર ઘણો તે ખરચો. મન,
ચેત ચેત મન ચપલ થઈને, પુરસાર્થ કરને પુરો,
'મુક્તી માલા' ગ્રહણ કરી ટાલ, પુનરપી જન્મમરો. મન,



## પ્રવેસ ચોથો.



### અવીદ્યા. કુમતી. અસીધ્ધા.

---

સ્થળ.

### અવીદ્યા વન.

### જ્ઞાન સાધનમાં અવીદ્યા વીગેરે કેવો વીક્ષેપ કરવાની પેરવી કરેછે તે તથા તેના પ્રબલપણા વીશે સંવાદ.

**અવીદ્યા**—સખી કુમતી, તેહે કાંઈ જાણ્યું ? સરસ્વતીએ વીલક્ષણ પ્રપંચ રચ્યો.
**કુમતી**—સો સખી ? હું તો કાંઈએ જાણતી નથી.
**અવીદ્યા**—સરસ્વતીના ભમાવાથી હવે જીવરાજને તો 'મુક્તી માલા'ની રડ લાગીછે
**અસીધ્ધા**—સખી 'મુક્તી માલા' કાંઈ રેઢી પડી નથી.
**કુમતી**—ખરૂં કહુ સખી, ભલેને જીવરાજ આ આખી પૃથ્વી આકાશ,પાતાલ, તથા ગગન મંડળ ખોલી વલે તોપણ શું થયુ ? અમાવાસ્યાની રાત્રીમાં વટેમારગુને જો ચંદ્ર મલે તો જીવરાજને મુક્તી મલી સમજવી તમે સીદને ખાલી ચીંતા કરોછો.

**અવીદ્યા**—હું ચીંતા કરતી નથી. તોપણ ખાલી પશેમાની તો ખરી, સરસ્વતી મને જંપીને બેસવા દેતી નથી. જેમ મ્રગીયાની પાછલ પારધીની કમાન ચઢાવેલીજ હોય છે. તેમ સરસ્વતી મારી પીઠ પડી તેની સમસેર ઊગામીજ રહી છે.

**અસીદ્ધા**— સખી તમે કાંહાં ઓછાછો. તમે વલી હેવી નવરંગી બાજી રચશો કે સ રસ્વતીના હથીઆર સઘલા ભોંય પડશે. હવે શું થાયછે તે જોઈએ.

**કુમતી**— જોવાનું સુછે! પુર્વને બદલે શુર્ય પશ્ચીમે ઉગે નદીયો સમુદ્ર તરફ ન ઢ ળાાં પરવતનાં સીખરે ચઢે, ચંદ્ર શરસ્વતીની શેવા કરે, રોહીણી એની દાસી થઈ હેના ચર્ણ ચાંપે, તથા બ્રેસપતી મંગળ બુધ વીગેરે ગ્રહો હેના દરવાનોને છડીદાર થઈ રહે તો પ ણ હે સખી અવીદ્યા તારા અમલના તેજ અખીલ બ્રહ્માંડમાં ઝળકયા વીના રેહે એમ નથી

**અસીદ્ધા**— ખરૂં કહું શખી. અરે પણ હું ભુલુછુ, અવીધ્યાને સરસ્વતી સું પોહોચી સકે કયાંહ. તાણખલું ને કયાંહાં મેરૂ પરવત, શુર્ય ચંદ્ર મંગળ બુધ બ્રેસપતી વીગેરે ગ્રહોતો એક કોરણે રહ્યા. પરંતુ આ જગતમાંજ એ બન્યોની ઉપમા જો. મોટા મોટા ધનાઢયના મંદીરમાં તથા દરબારોમાં સરસ્વતીને કોઈ ઊમરે પણ ઉભા રેહેવાદેતું નથી. અને અવીદ્યા માયા તો ગમે ત્યાં પુર્ણ સ્વતંત્રતાથી માહાલે છે. એટલુંજ નહીં પરંતુ હેના પગ પુજાય. શરસ્વતીની કારીગીરી કંગાલ સાધુ સન્યાસીઓની મઢીઆ, તેનો સંગ કરેથી તે બીચારાઓને ભગ વા પેહરવા પડયા. જેને ભગવા પેહેરવા હોય, તથા પાથરવા મૃગ ચમર, તથા જલપાત્ર માતુંમી ધ્રહણ કરવી હોય તે ભલે સરસ્વતીને સેવે. હેવા અકલનાં બુંધીતો જગતમાં થોડાજ, અને અવીદ્યાનુ પુજન કરવા વાલુ તો અખીલ બ્રહ્માંડ છે.

**અવીધ્યા**— અરે પણ આ સરસ્વતીનો દેખીતો અનર્થ છતાં જીવરાજની આસ્તા હેના ઉપર સીરીતે ચોટી હશે?

**કુમતી**— સ્વર્ગાદીક શુખ અથવામોક્ષના આનંદનો લોભ બીચારા જીવરાજને વલ ગાડયોહશે. સખી જયાંહાં લોભીઆ વશે ત્યાંહાં ધુતારા ભુખે મરે નહીં.

**અવીધ્યા**— ગમેતેમ હોય તોપણ હવે સરસ્વતીનો જીવરાજના દરબારમાથી પગ કાઢીએતો ઠીક. મને મારીતો કાંઈ ચીંતા નથી. કાન ખજુરાનો એક પગ ભાંગ્યો તો એ સું ને નભાગ્યો તો એ શું? મારોતો અમલ બ્રહ્માંડના આખા પડદામાં વરતે છે. તેમાં થી એક જીવરાજ મારા અમલ દસ્ત નીચેથી ખસ્યો તો તેથી મારૂં ચક્રવરતી પણુ લે શ માત્ર પણ ખંડીત થતું નથી. પરંતુ એ ધુતારી ભોલા જીવરાજને ખરેખર ભગવા પે હેરાવશે, અને એ બીચારા ભોલાનું મન ભ્રમણ થઈને તેની મનોમય શ્રષ્ટીનું આખુ સ જપાટ તે ગુમાવી બેસસે. મને મારી દાશી હમણાજ કહી ગઈ છે કે જીવરાજે "મુકતી માલા" લાવવા તેના પુત્ર મનરાજને ફરમાસ કરીછે.

**અશીદ્ધા**— એ ખરેખર ઠીક થયું પ્રભુછેને પરવતના શીખરથી નીચે ખીણમાં વે હેતું જલજો એક ક્ષણ પણ સ્થીર રેહેતો મનરાજ પોતે સ્થીર રહે. નાના પ્રકારની રચનાથી હેને ફાડવો તથા ભોલવવો તેમાં વાર શી સખી અવીદ્યા હવે તારે જાતે ઘ ણી તસ્દી લેવાની જરૂર રેહેસે નહીં. તારી વીપ્રીતભાવના વીગેરે સખીયો પોતાની મે લે ઘણુ ખરૂ તારૂ કાર્ય કરશે.

**અવીદ્યા**—જો મેં મંથુ ઉપાડયું તો સરસ્વતીના બારવાગી જશે તેમાં શંકા નથી. તોપણ મારી સખીઓ પ્રથમ શું કરે છે તે જોઇએ.

**અસીદધા**- જોવાનું શુ છે? સખી શ્રવણ કર

## પદ

( અનંગ અનંગ અંગ વાપ્યો ઘણો:—એઢાળ)

સવીદ્યા સખી તારો, મહીમા વખાણુ સું, અમલ ફરે ચોમેર.
ગુણ ગાતા તારા, પાર ન આવે સખી, કોપ કરે થાય કેહેર,
બ્રહ્માંડ સઘલુ, તુજ ભયથી કંપે, તુજ વીન ઠાલી નઠામ,
દેશો દેશ સખી, તુજ નેજા ઝળકે, જયાં ત્યાં તુજ વીશ્રામરે. અ
રચના સખી તારી, અજબ અલૌકીક, સકે કલી કોઇ ન દેવા,
જનસમુદાયના, ભાર સોભામા, સરવે કરે તારી સેવા,
મ્હાબલવાનને, વીચીત્ર કલા તારી, તુજમોહીણી તણો નહીપાર;
અજબ રચી. ઇંદ્રજાલ સખેરીતે. માનવનો સો ભારરે. અ
ધનવંતા અને, રાજવંશીમાં, ઝાઝુ સખી તારૂ માન,
ભલે ઘરે સર, સ્વતી તનુ સદા, શાધુ સંત ગુમાન,
ભગવા તણ ભોગી, સકલ બ્રહ્માંડ, થાય ન કોઇ કાલ.
મૃગ ચમરને, જલપાત્ર તુંબી, મરૂડીમાં સો માલરે. અ
અખુટ લક્ષ્મીને, સુભમંદીરમાં, કોહોનુ મોહે ન મન,
રાયજપાટના, વિવિધ વૈભવ તજી' કોણ સેવે સખી વન.
પુત્ર કલત્રને, સુંદર દારા' સગા સહોદર ઝુંડ.
કોણ તજી જશે, મુરખ અભાગી, પડવા ભકતી કુંડરે. અ
નાના વિધ્નના, કષ્ટ સેવીને, કોણ ચોલે ખાખ કાયા.
આચરણ ભુંડા, સખી સરસ્વતી તણા, મનમા ન મેહેર નવ માયા
ચીંતાં કરે સું સખી, સોનુ મેલી કોણ, ગ્રહણ કરેરે કથીર,
નથીરે જીવરાજ પુરાણ અભાગી . છે સખી શાણો સુરવીરરે. અ
વિપ્રીત ભાવના', પરાજય કરશે મનરાજ તણો પ્રયાસ.
નીદ્રા સુખે લેને, સાહેલી તારો. જબરો જગતમાં ત્રાસ. અ



શ્રી.

# મુકતી માલા.

## જીવરાજ જીવન મુકતી આખ્યાન.

### ભાગ પેહેલો.

### અંક બીજો.

### પાત્રજનો.

| | |
|---|---|
| મનરાજ | જીવરાજનો પુત્ર મનોમય કોશનો અધીપતી. |
| અવીદ્યા | સરસ્વતીની પુર્વ પક્ષી અવીધ્યા દેવી. |
| કુમતી, અસીદધા, વિપ્રીતભાવના, ભ્રાંતી, ભ્રમણા | અવીધ્યાની સખીયો. |
| સુમતી, સીદધા | સરસ્વતીની સખીયો |

### પ્રવેસ પેહેલો.

---

મનરાજ　વિપ્રીતભાવના　ભ્રમણા　સુમતી　સીદધા

સ્થળ

સાધન વન.

### મુકતી માલાની સોધમાં જ્ઞાનના શાધનવીશે શંવાદ.

**વિપ્રીતભાવના**—મનરાજ તારા મુખરૂપી ગુલાબનું ફુલ ઝાંખુ પડવા લાગ્યુ હોય એમ જણાય છે. કાંઈ ચીંતારૂપી ચેહેની અગ્નીના ભડકાની ઝાળ એ ફુલની પાંખડીયોમાં લાગી છે કે શું.?

**મનરાજ**—આ ત્રીભુવનના તખતા ઉપર કોઇ વીરલા પુરૂશને હાથ લાગી હોય કે ... મોહો અમુલ્ય ચીજ લાવવાનુ મારા પીતાજીએ મને એક વીકટ કામ સોપ્યું છે. ... ચીંતામાં છું.

**મણી**—હેવું વીકટ કામ સું હશે વારૂ?

**મનરાજ**—આસાકાર ગ્રહમંડળ મધેથી કોઇપણ ગ્રહ અથવા તારામંડળની ... તેથી કોઇનો પણ પત્તો મેલવવા મને ફરમાસ થઈ હોતતો તે ચક્ષુઇંદ્રીના દર્શ... છે, એટલે તે દ્વારાએ એક ક્ષણ વારમાં તેનો પત્તો મેલવત એટલુંજ નહી પણ ... અનુભવ કરી લેત, પરંતુ મને તેથી પણ વધારે વીકટ કાંમ સોપ્યુ છે. મુક્તીમાલા ... કરવા મને આજ્ઞાથઇ છે.

**મણી**—(હશીને) મનરાજ "મુકતીમાલા" નુ નામતો આજ તારે મુખેથીજ સાભ... ફરોને આકાશાદીક પંચ માહાભુતોમાં પણ વીલક્ષણ વીકાર થઇને અદભુત પરી... જણાય છે. તેમ ઘરડાની મતી બગડે તેમાં નવાઈ નથી. વારૂ તારા પીતાજીને ... ચીતભ્રમ વાયુતો થયો નથી કે.!

**મનરાજ**—છી.! એમ બોલીસમાં. સુર્ય જેવા માહાબળવાન ગ્રહની આસપાસ બધ્વાં ... ગ્રહોનો ભ્રમણ કરવાનો સ્વભાવ છે તોજ તે ક્રીયા તેનાથા થાય છે. બીજાની ... નથી. તેમ ભ્રમણા તારા સ્વભાવ પ્રમાણે ચીત ભ્રમ તને વલગ્યો હોય એમ ... હેવા બલવાન ભુતની વલગણ રાખવાનુ ગજુ મારા પીતા જીવરાજનુ નથી.

**ચીતભાવના**—સખી મનરાજનેતો માંઠુ લાગ્યુ. તારે એ માંથાફોડ કરવાનુ સુ ... છે. હાથેલીમાં ચંદ્ર અથવા ગગનમાં પુષ્પવ્રક્ષ બતાવતા હોય તેવી રીતે આ ...લા" નો જન્મ સરસ્વતી દેવીના મુખમાંથી થયો છે. તો તેની ભાલ તેની ...ભતી સીધ્ધા વીગેરે બતાવસે. આપણે એ વાશે કસુ પ્રયોજન નથી.

...—જ્યારે તમારે કસુ પ્રયોજન નથી ત્યારે વગર બોલાવે કેમ પધારયા.

...—વારૂ જોઇએતો ખરા કે તમે એ ભાલ સીરીતે બતાવોછો. કાંઇ મનરાજ ... કે ઊંચનીચ પણાની મર્યાદામા વીચાર રાખસો કે નહી.

...—એ વીચાર સાસારૂ રાખવો જોઇએ. મન જેછે તેજ દેવ છે. મનજ અસુર ...આશ્રમી છે. મનજ વ્રધ અથવા બાલક છે. તેમ સ્રીપુરૂષ પણ મનજ છે. ... ઠેકાણે ઠેકાણે કહયુ છે. તેનો ભાવાર્થ એ છે કે વર્ણાશ્રમાદીક માત્ર મનો... કલ્પીત મીથ્યા છે. સત નથી. તેથી વર્ણાશ્રમ તથા વય અથવા સ્રીપુરૂષ ... તેનો વીચાર લેવાને હમારે કસુ પ્રયોજન નથી. માંત્ર અંતરગત સાધન જે ...છે, તેનો યોગ્યતા જોઇએ. તે સાધન સંપન્ન મનરાજ થયા, એટલે મુકતી ... ઝટ લાગ્યા વીના નહી રેહે.

**ચીતભાવના**—શાસ્ત્રમાં ઊંચનીચ ભેદથી અધીકારી અનઅધીકારી ઠેકાણે ઠેકા

ણ કહ્યા છે. તે શાસ્ત્ર ઉપર પણ છીણી ફેરવતાહો હેવું જાણાય છે. તમારે પરછાંઇ ઉભા રેહેવું અતી જોખમ ભરેલું જણાય છે.

**સુમતી**—શાસ્ત્રમાં બે માર્ગ કહ્યા છે. એક પ્રવતી તથા બીજો નીવ્રતી માર્ગ. માર્ગમાંતો ઊંચનીચ ભેદથી અધીકારી અનઅધીકારી કહ્યા છે. પરંતુ નીવ્રતી નીજાત્મતત્વના જ્ઞાનનો સર્વને અધીકાર છે' હેવું તેજ શાસ્ત્રોમાં નીવેદન ક: જેમ સર્વની ચક્ષુના દેવતા સુર્યજ હોવાથી શુર્યના દરશણનો સર્વને અધી: તેમ બ્રહ્માત્મા પણ સર્વની બુધ્ધીના શાક્ષી હોવાથી સર્વને બ્રહ્મજ્ઞાન અથવા આત્મ અધીકાર છે.

**ભ્રમણા**—વખતે મનરાજને અધીકારી ગણો તોપણ તપ યજ્ઞદાનાદી કર્મને ઉપદેસ જોઇએ તે વીના દૈવી સંપતી સીરીતે પ્રાપ્ત થાય,!

**સીધ્ધા**—શાસ્ત્રમાં તપ યજ્ઞદાનાદીક કર્મ વીશે હેવું કહયું છે કે જે સકામ ( તપ આદી કર્મ કરે છે. તેને સ્વર્ગાદીક ઉતમ લોકની પ્રાપ્તી થાય છે. પરંતુ જે ન બુધ્ધીથી ઇશ્વિરાર્પણ કરે છે, તેની અંતકરણના સુધ્ધી થાય છે. જેમ મલીન દરપણ બ સ્પષ્ટ ભાસતુ નથી, તથા મલીન પટઉપર કેશરનો રંગ ચઢતો નથી. તેમ અંતક ની સુધ્ધી વીના જ્ઞાન ઠરે નહી. અને જ્ઞાન વીના મુકતી મલે નહી. એ ઉપરથી જ ય છે કે તપ યજ્ઞદાનાદી કર્મ માત્ર અંતકરણની સુધ્ધીના સાધન છે. મનરાજને મુક માલાની ભાલ મેલવવા તીવ્ર રઢ લાગી છે. તે ઉપરથી જણાય છે કે પુર્વ અગાવા વર્તમા જન્મમાં તપ યજ્ઞદાનાદીક કર્મ કરવાથી તેની અંતકરણની સુધ્ધીતો થઇ ચુકી છે. એટ હવે એ કર્મ વીશે ઉપદેસ કરવાનુ પણ હમારે કસુ પ્રયોજન નથી.

**વપ્રીતભાવના**—અંતકરણની નીરમલ સુધ્ધી થયા છતાં કર્મ નીનીષ્ઠાની વૃધ્ધી વામાં તમને હાણી શી છે!

**સુમતી**—જેને બ્રહ્મ પદ પામવાની તીવ્ર ઇચ્છા હોય હેવા વીર પુરૂષે વેદાંત ધ જે આત્મા છે, તેને પ્રથમ પરોક્ષ પણે જાણીને પછી અપરોક્ષ આત્મ જ્ઞાન થવા રીયંત વેદાંત સાસ્ત્રનો વીચાર કરે. તથા કર્મ ઉપાસનાવાલા જે વાકય છે તેનુ ચીંત બહુ કરીને કરે નહી હેવું શ્રુતીમાં કહયું છે. સાથી કે જે દ્વૈત શાસ્ત્રનું પઠણ અથવા ચાંર છે તે અદ્વૈતને ગ્લાની કરે છે. એટલે અદ્વૈત નીશ્ચય કરવા દેતો નથી. તેથી ઉપાસનાવાલા વાકયનું ચીંતવન પણ કરવુ નહી હેવો ભાવાર્થ છે. વીશયાદીકમાં આશ હોય હેવા મંદ બુધ્ધીવાન પુરૂષની નીષ્ઠા કર્મ ઉપાસનામા વૃધ્ધીને પામેથી કસી હા નથી. એથી ઉલટુ ચીત સુધ્ધીનુ ઉતમ ફલ છે. પરંતુ તે ફલ જેને પ્રાપ્ત થઇ ચુકુ છે વા જે વૈરાગાદીક સાધન સપન્ન દૈવી સંપતીવાલા પુરૂષ છે તેણે વેદાંત વાકયોનોજ વ ચાર કરવો એજ શ્રુતીનો ભાવાર્થ છે.

**મનરાજ**—હું તપયજ્ઞદાનાદી કર્મ અનેકજન્મ થયા કરી કરીને થાકયો તોપણ ( થી 'મુકતીમાલા" મને સંપાદન થઇ નહી. તેમને પ્રાપ્ત થઇ હુ પરમપદને પામુ તેન.

સાધન કૃપા કરી કહો.

**સીધ્ધા**—એક તરફથી દેહના કષ્ટ વેઠી જે કોઇ તપ કરે છે, અથવા યજ્ઞો કરે છે, તેને હું મોટો તપેશ્વરી યાજ્ઞીક ધર્મીષ્ટ વીગરેના અભીમાનોનું દાવાદલ વધે છે. તે પ્રસંગે તેની ચીત સુધ્ધી થએલી પણ સમજવી નહી તેથી પણ પરમપદની પ્રાપ્તી થતી નથી. માટે એ કર્મ નીરઅભીમાનપણે ઇશ્વરાર્પણ કરેથીજ ચીતની સુધ્ધી થાય છે હેવુ દરશાવી એ કર્મ સંવાદ હવે ટુંકો પતાવી જ્ઞાન વીના મુકતી નથી તે જ્ઞાનના મુખ્ય ચાર સાધન હાલ દરશાવુંછું. તેમાનુ પેહેલુ સાધન 'વૈરાગ' છે બ્રમ્હાદીથી સ્થાવર પરીયંત જેટલા વીશય છે તે સર્વે નાશવંત છે હેવુ જાણી તેનો ત્યાગ કરવાની ઇચ્છા તેને વૈરાગ કહે છે.

**પ્રમાણા**—સ્વર્ગાદીક વીશય ભોગ સુખને દેવાવાલા છે. તેને ત્યાગ કરીને દુખ રૂપ વૈરાગની ઇચ્છા મુઢ શીવાય બીજો કોણ પુરૂષ કરે. સુવર્ણ પાત્ર મેહેલીને તુંબી, ચંદન મેહેલીને ભસ્મ, મખમલની સૈજ્યા મેહેલીને મ્રગ ચમર, રાજ રયાસતને સ્ત્રધ્ધી મેહેલીને વનવાસ મનરાજને કરાવવો છે કે સું ? કામતો સારા લઇબેઠાં છો !

**સુમતી**—આ લોકમાં ધનપુત્રાદીક પદાર્થની પ્રાપ્તી અથવા પરલોકના વીશયની પ્રાપ્તી તે કાંઇ ઇશ્વિરની કૃપા નથી. સાથી કે ઇશ્વરની દીધેલી વસ્તુનો કદાપી નાશજ થાય નહી, તથા એ પદાર્થો તમામ ક્ષણભંગુર તથા નાશવંત દેખીતા છે. તેથી જાણાય છે કે એ પદાર્થોનો માયાએ જીવો સારૂ કરયા છે. એ કારણથી ઇશ્વરનો પ્રશાદ તો નીરમલ વૈરાગ્ય છે. અંગે ભભુત ચોલવી કે મ્રગચમર ઓઢવુ પાથરવું કેજટા વધારવીકે ભગવા વસ્ત્ર પેહેરવા તે ખરોવૈરાગ્ય નથી. પરંતુ અનીત્ય વીષયોમાં રાગનો અભાવ તેનુ નામ ખરો વૈરાગ્યછે.તેથી જે મુઢ છે તે વૈરાગ્યને ચાહાતા નથી. જે પરમ ભાગ્યવાન સુકૃતજન છે, તે આ લોક તથા પરલોકના વીશયનો અંતર ત્યાગ કરીને વૈરાગ્યને ચાહેછે. જ્યારે નીરમલ વૈરાગ્ય ઉદય થાય ત્યારેજ જાણવું કે અંતકરણ ખરેખરૂ નીરમલ સુધ થયુ છે. તથા ઇશ્વરની કૃપા પણ થઇ છે. વૈરાગ્યવીના જ્યાંહાં અંતકરણની સુધ્ધી પણ માની નથી તો જ્ઞાન સાધનાની તો આશાજ શાની. !

**સીધ્ધા**—આ લોક તથા પરલોકનું જે સુખ માની લેવામાં આવેલુ છે. તે ખરૂ સુખ છેજ નહી. તે વીશે પ્રશંગોપાત ખુલાશો થશે, તોપણ એમાની લીધેલુ સુખ ક્ષણભંગુર છે; નીત્ય નથી; એ વીશે જરા પણ સંસય નથી. વર્તમાન જન્મમાં કોઇનુ પણ ધન સ્ત્રી પુત્રાદીક રાજ્ય વૈભવ વીગેરેનુ સુખ સદા વીક્ષેપ વીનાનુ કાયમ રેહેતુ નથી. નાના પ્રકારના દુખોના વીક્ષેપ જે થાય છે તેનો સરવેને અનુભવ છે. તે છતા કોઇને વર્તમાન જન્મમાં સદા સર્વદા સુખી માનીએ તોપણ ભાવી જન્મ જો પશુ પક્ષી જીવજંતુની યોનીયોમાં થયો તો તે જન્મોમાં માહા બલવાન દુખોનો અનુભવ થાય છે. વખતે અધીક પુણ્યના પ્રતાપે સ્વર્ગના સુખની પ્રાપ્તી થઇ તો પણ પુણ્ય પરવાર્યુ એટલે ફરીને આ લોકમાં તથા પશુ આદીક યોનીયોમાં પાછા જન્મ ધારણ કરવા પડે છે. હવે આ

આનો લેખ છે. એ રીતે પુર્વ સચીત કર્મ અનુસાર પુનરપી જન્મ મરણના ચક્રના ભ્રમ ણના ફાંસામાં ફસી પડવાથી અનેક અશહ્ન દુખોનો ભોગ ભોગવવો પડે છે. તે વીશે પ્રસંગોપાત ખુલાશો થશે. અરથાંત એ છે કે આ લોક તથા પરલોકના સુખ નીત્ય નથી અનીત્ય એટલે ક્ષણભંગુર છે. તેથી જે પરમ ભાગ્યવાન સુકૃત જન છે. તે એવા ક્ષણ ભં ગુર સુખને ચાહેજ નહી. તેનો ત્યાગ કરીને વૈરાગ્યનેજ ચાહે છે.

**મનરાજ**—એવીશે કાંઇ રમુજી દ્રષ્ટાંત આપી ખુલાશો કરો તો ઠીક.

**સુમતી**—સમુદ્રના મચ્છ સમુદ્ર જલ વીના રહી શકતા નથી. સમુદ્ર કીનારે ભરતી ઓટ થયા કરે છે. એક વખતે ભરતી થયાથી તે ભરતીના પાણીમાં બે મચ્છ સપાટ જ મીન ઉપર તણાઇ આવ્યા. પછી ઓટ થવા લાગી તે પ્રસંગમા કેટલીક ભુમી ઉપર સુ ર્યના તાપથી ખાર જામ્યો તેના સ્વેત વરણથી એક માછલુ તેને સમુદ્રનુ જલ જાણી જે ખાબોચીયામાં તે પડેલુ હતુ તેનો ત્યાગ કરવાની તે પ્રતી કરતુ નહી. બીજુ જે મા છલુ હતુ તેણેતો ઓટ થતાંજ ભરતીનુ જલ ઉતરવાં લાગ્યું તેની સાથે પોતે પણ સમુ દ્રના વીશાલ જળમાં પાછા જવા પ્રતી કરી એ ખાબોચીયામા પડેલા મચ્છને તેનો ત્યા ગ કરવા ઘણુએ કેહેવા લાગ્યો પણ તેણે માન્યુ નહી. તેથી તેનો સંગ તજી તે મચ્છ તો સમુદ્રના વીશાલ જલમાં પાછો જઇ ત્યાંહાં માહાળવા લાગ્યો. સુર્યના તાપથી ખા બોચીયાનુ જળ પણ સુકાઇ ગયુ. એટલે તેમાં પડેલુ માંછલુ તરફડવા લાગ્યુ. તે પ્રસંગે ખાર ભુમીને ભ્રમણતાથી તે સમુદ્ર જળ માનતુ હતુ તેણે કશી સાહેતા કરી નહી. ત મા આખર દુઃખમાં પ્રાણ ખોયા. તેજ રીતે આ લોક તથા પરલોકના સુખ ખાર ભુ મી સમાન છે. જેમ ખાર ભુમીના ખારને ભ્રમણતાથી જળ રૂપ માનવાથી ખરા જળ રૂપ થાય નહી તેમ વીશ્વનુ સુખ ખરૂ સુખ નથી. તે છતાં તેને ખરૂ સુખ માનીએ તો પણ ખાબોચીયાના જળ રૂપ છે. એટલે ખાબોચીયાનુ જલ સદા કાયમ રેહે નહી. સુર્ય ના તાપે સુકાઇ ગયા વીના રેહે નહી. તેમ વીશ્વનુ સુખ સદા કાયંમ રેહે નહી તેથી તે અનીત્ય અથવા ક્ષણભંગુર કેહેવાય છે તેની ચાહેના ભાગ્યવાન પુરૂષ રાખે નહી. સુકૃત જન તો જેનો કદાપી ક્ષય થાય નહી એવા સમુદ્ર જળમાં જેમ બીજો મચ્છ પા છો જઇને પડો તેમ પરમ સુખ રૂપ બ્રહ્માનંદનેજ ચાહે છે. તે વૈરાગ્યવીના મલેજ નહી એટલે એવા માહા પુરૂષો વૈરાગનીજ ઇચ્છા રાખે છે.

**સોદ્ધા**—આ વીશ્વના વીશયના સુખ દેખીતા આગમા પાઇ છે. તથા અનીત્ય છે. તે થી ઉતમ પુરૂષ તેમાં રમેજ નહી. વીશયના સુખતો પશ્વાદીયોનીમાં પણ હોય છે. આમનુ ષ્ય દેહ એ મીથ્યા તુચ્છ પદાર્થને સેવવા યોગ્ય નથી. જેમ હાથી કાષ્ટના ભારા ઉઠાવવા યોગ્ય નથી, કંચનનુ પાત્ર ધુલ ભરવા યોગ્ય નથી, પગ ધોવા સારૂ અમ્રત યોગ્ય ન થી, ચીંતામણી કાગડાને કોટે બાંધવા યોગ્ય નથી, તેમ મનુષ્ય દેહ કે જે પરમ ઉતમ છે. તે તુચ્છ પદાર્થોના સુખ અરથે ખોવી યોગ્ય નથી, તેથી આ લોક તથા પર લોક

મા ચક્રવતી રાજાથી તે બ્રહ્મલોક પરીયંત ને કાંઇ દ્રષ્ટાદ્રષ્ઠ વીશય ભોગ છે, તેને તુચ્છરૂપ જાણીને સ્વાનની વીષ્ટા માફક અંતરથી ત્યાગ કરે તેનુ નામ ખરેખર નીરમળ વૈરાગ્ય છે,

**મનરાજ**--જ્ઞાનનુ બીજુ સાધન સુંછે.

**સીદધા**—બીજુ સાધન વીવેકછે. નીત્ય અનીત્ય વસ્તુનો યથાર્થ વીચાર તેને વીવેક કહે છે. આત્મા નીત્ય અવીનાશી સત્ય છે. તથા અનાત્મા દસ્ય માત્ર સર્વે અનીત્ય અસત તથા નાશવંત છે. હેવી રીતે નીત્ય અનીત્યનો વીચાર કરીને શંશય રહીત નીશ્ચય કરવો તેવીવેકછે. પરલોકના પદાર્થ અથવા અદ્રષ્ટ વીશય સુખ સાનીધ્ય હોતા નથી. પરંતુ આ લોકના પદાર્થ સાનીધ્ય હોય છે. તેથી તેનો ત્યાગ કરવો કઠણ છે. તેથી તે પદાર્થ માં વારંવાર દોશ વીચારવો તે હેવી રીતે કે જેજે વીશય પદાર્થ છે તે જન્મ મ્રત્યુ આદી દુખના હેતુ છેઃ-

**ભ્રમણા**--હવે બસ કરો તો ઠીક, જે ખરેખરા સુખના હેતુ જણાય છે. તેને તમે જન્મ મ્રત્યુ આદી દુખના હેતુ કોહો છો એ કેમ સંભવે.

**સુમતી**—(હસીને) જે સબ્દ, સ્પર્સ, રૂપ, રસ, અને ગંધ, એ આકાસ, વાયુ, તેજ, જલ, અને પ્રથ્વી, એ પંચમાહાભુત ના પંચ વીશય છે. તે સર્વે જલાંશ રસ વીસયની અંતર ભુત રહ્યા છે. તેથી ફકત એક જલાંશ રસ વીસય કેટલો બધો અનર્થ કારક છે. તે સમજવાથી પાચે વીશય ઉપરની પ્રીતી નીકંદન થયા વીના રેહેસે નહી. તેથી કપીલ દેવે એ જલાંશ રસ વીશયમાં જે દોશ દરશાવો છે તે મારા વીચાર સાથે ખુલાસેથી કહુછું. જલાંસ એટલે જલના અંસથી ઉતપન્ન થયો છે તે છે. એ જલાંસથી રસ ઉપજ્યો છે તે વીશે અધીક વીવેચન કરવાનુ પ્રયોજન નથી. તોપણ ખુલાસા ખાતર કહું છું કે પ્રથ્વી આદીક બીજા ચારે ભુત એકઠા મલે તોપણ જલવીના અન વીગેરે પ્રથ્વામાંથી ઉતપન્ન થાયજ નહી. તેથી તેમાં જલાંસ છે એ પ્રત્યક્ષ છે. એટલુંજ નહી પરંતુ એ અન વીગેરેમાં રસનો અનુભવ પ્રત્યક્ષ થાય છે તે જલાંસજ છે. તે રસનો ભોગ જલાંસ રૂપ જીભ્હા ભોગવે છે. તે જીભ્હા તથા કંઠ દવારાએ તે રસ માતપીતાના ઊદરમાં જવાથી જલાંસરૂપ વીર્ય ઉતપન થાય છે. એટલુજ નહી પરંતુ એ રસથી કામ ઉતપન થઇને તેની શાંતીને અરથે રૂચી પણ જે જલાંસ નરક રૂપયોની છે તેમાં થાય છે. તેમ થતા માતાના ઉદરમાં જલાંસરૂપ ગર્ભ ઉતપન થાય છે. તે પરી પકવ થતાં જલાંસરૂપી યોની દવારાએ તેનો જન્મ થાય છે. બાળક જનમ્યુ એટલે જલાંસરૂપ સ્તનપાનથી તે મોટુ થાય છે. મોટુથયું એટલે જલાંસ વાલા અનનુ ભક્ષણ કરી તેના રસનો જલાંસ રૂપ જીભ્હા પાછો ભોગભોગવે છે. તેથી યુવાવસ્થામાં આવતા પાછો કામનો ઉદય તેમાં પણ થતા જે જલાંસ નરક રૂપયોની માંથી જનમ્યો છે તેનીજ અન્ય જલાંસ રૂપયોની તરફ રૂચી થાય છે. તેમ થતા પરીવાર વધ્યો એટલે જળ પસરે છે તેમ પોતાની સંતતી ઉપરનો જલાંસ મોહ પસરે છે. તેમ થતા મરણાવસરે સ્ત્રી સંતાનાદીકમાં બલીષ્ટ મમતા તથા માયા રહી જવાથી ફરીને ગમે તે યોનીમાં માતાના ઉદરમાં ગર્ભવાસ કરે છે.

એ રીતે જ્યાહાથી ઉપજે છે ત્યાહાંજ ફરીફરીને જાય છે. અને એ રીતે એ જલાંસ ન રક રૂપયોનીમાં ફરીફરીને જવું એજ અનેક જન્મોના સંસ્કાર છે.

**મનરાજ**—અરે આ જલાંસ રસ વીસયે તો બહુ કરી.!

**સુમતી**—એ જલાંસરસ વીસયેતો આ લોકના જીવજંતુથી કે પરલોકના બ્રહ્માદી પરીયંત સર્વેને વસ કરેલા છે. એ રીતે જલાંસરસ વીસયનો અનર્થ દખીતો છે. હવે જેણે આ વીસયની રૂચીનો ત્યાગ કરયો નથી એટલે નરક રૂપી જલાંસયોની કે જ્યાહાથી એ ઉતપન થયો છે તેવીજ બીજી જલાંસયોનીયોમાં ફરીફરીને જવાની જેનીરૂચી છે તેને તેજ જલાંસયોના દવારાએ અનેક પુનરપી જન્મ સીધ છે. જ્યાહા જન્મ હોય ત્યાંહાં મ્રત્યુ પણ દહનુ સીધ છે. એટલે પુનરપી જન્મ મરણનુ ચક્ર કાયમ રેહેતા તે પુરૂષે મુકતીની ઇચ્છા સી રાખવી.! જેની મુકતીની દ્રઢીભુત ઇચ્છા છે, તે આ જલાંસ રસ વીશયની રૂચીનો પણ ત્યાગ કરા વીના રેહેશે નહી. તેનો ત્યાગ થયો એટલે પાંચે વીશય તેની અંતરભુત હોવાથી સર્વ વીશ્વના વીશયનો હેની મેલે ત્યાગ થઇ જઈ આ અદભુત વીવેકે કરીને વૈરાગ્યની પણ સીધતા થાય છે.

**મનરાજ**—વાહવા. આ વીવેકનુ તો માહાત્મ મોટુ જાણાય છે હવે ત્રીજુ સાધન કહો.

**સીદ્ધા**—દૈવી સંપતી રૂપ ત્રીજુ સાધન ષટ સંપતી છે. તે વૈરાગ્યથીજ સાધ્ય થાય છે. તે મધેની પેહેલી સંપતી " સમ " છે. સર્વકાલ વીશે વીસય વાસનાનો ત્યાગ એટલે મન અથવા અંતકરણને સર્વ વીસયોથી રોકવું તેનુ નામ " સમ " છે. બીજી સંપતી " દમ " છે. જે દસ ઇદ્રીયો છે તે સર્વની બાહ્યવ્રુતી છે. તે ઇંદ્રીયોને નીશેધ કાર્યમાં પ્રવ્રત થવા દવી નહી તેનુ નામ "દમ" છે ત્રીજી સંપતી "ઉપર્તી" છે. પ્રસીધ જે સબ્દ દી વીસય છે, તે બંધન કરવાવાલા છે, અનીત્ય છે, દુઃખરૂપી છે, એ રીતે તેના દાશો જાણીને એ વીસયો મેલવવાની ઇચ્છા ન કરવી તેનુ નામ " ઉપર્તી છે. " ચોથી સંપતી "તીતીક્ષા" છે. કોઈ માણસમાં દુઃખ ઉતપન થાય તોપણ સહન કરવું, પરંતુ તેને દુઃખ દવુ નહી તે અથવા જેટલા દુઃખ છે અથવા દુઃખના સાધન શીત ઉષ્ણતાદીક છે તે સર્વેને સહન કરવા તેને " તીતીક્ષા " કેહે છે. પાંચમી સંપતી "શ્રધ્ધા" છે. વેદ તથા સદગુરૂના વચનમાં ભક્તી થવી તેને " શ્રધ્ધા " કેહે છે. છેલી છટી સંપતી " જીજ્ઞાશા " છે. સત શ્રુતીએ કરીને લક્ષ રૂપ જે પ્રત્યક આત્માથી અભીન જે બ્રહ્મ તેને વીશે ચીતનુ એકાગ્ર પણુ કરવુ તેને " જીજ્ઞાશા " કેહે છે. એ રીતે ષટ સંપતી છે.

**મનરાજ**—હવે છેલુ ચોથુ જ્ઞાનનુ સાધન રહયું.

**સુમતી**—ચોથુ સાધન " મુમુક્ષુતા " છે. સંશારનુ બંધન અનેક પ્રકારની યોની પાના સબંધથી છે. તેની નીવ્રતી કહા કાલમાં કહે પ્રકારે થશે. અર્થાંત સંસારથી હુ કયારે છુટીસ તથા પરમાનંદ રૂપ બ્રહ્મને શાક્ષાત કાર કયારે થશે. હેવી જેને તીવ્ર વાંછના થઇ સંશાર સર્ગથી મુકતી તથા પરમાત્માની પ્રાપ્તી મેલવવાની દ્રઢ બુધ્ધી જે થાય છે તેને

"મુમુક્ષુતા" કહે છે. જેમ ભુખ્યો અનને ચાહે, રોગી રોગની નીવ્રતીને ચાહેછે, તેમ મુમુક્ષુ જ સાર રોગની નીવૃતી ચાહે છે, તે વલી હેવી રીતેકે જેમ અગ્નીથી અર્ધ દાઝેલો માણુસ તુરત જળભણી દોડે છે તેવે પ્રસંગે ગમે તે પ્રકારે તેને લલચાવે તોપણ પાછો તે ફરતો નથી, તે જળમાંજ જઇને પડે છે, તેમ સંસારરૂપી દાવાનળ છે, તેમાંના વીવીધ તાપથી જે દુખી જીજ્ઞાસુ છે તે સર્વે વીષય પદાર્થોને ત્યાગી ને સદગુરૂ પાસે જઇને જ્ઞાનરૂપી સીતળ જળમાં સ્થીત થાય છે તે ખરેખરો મુમુક્ષુ છે.

**સીધ્ધા**—મનરાજ આજે, વૈરાગ, વીવેક, ષટસંપતી, તથા મુમુક્ષુતા, એ ચાર જે જ્ઞાનના સાધન કહ્યા તે સીધ્ધ થએથી જ્ઞાનનો ઉદય થએ જેમ વ્રક્ષનીચે બેઠેલા માણસના ખોલામા હેનીમેલે વ્રક્ષ ઉપરથી ફલ ખરી પડી અચીત લાભ થાય તેમ તારી વાંછીત અદભુત "મુકતી માલા" હેની મેલેજ તારા ગલામા પડી તુ પરમપદને પામીશ હેમાં જરા પણ શંશય નથી. વલી શ્રવણ કર.

**પદ**

(સુખ દુખ મનમા ન લાવીયે. ઘટ સાથે રે ઘડયા. એ ટેક)
સાધન સાંધો શોહામણા, જ્ઞાનના નીરધાર.
જ્ઞાન વીના મુકતી મલશે નહી, હેવુ સત્ય વીચાર. સાધન.
તપ યજ્ઞાદીક કર્મથી, થયુ જ્યાં અંતકર્ણ શુધ્ધ
કર્મ તજી મર્મ જાણજો. થઇ વેદ વાકયમાં લુબ્ધ. સાધન.
તીવ્ર વૈરાગે બુજાવજો, વીશ્વ વીશયોની જવાલ.
અસત અને નાસવંતમાં, સોદીઠો તેહે માલ. સાધન.
ક્ષણભંગુર હોય નહી કદી, ઇશ્વિરનો પ્રશાદ.
વિષય રચના માયાતણી, નહોય તેમાં અમ્રત સ્વાદ. શાધન.
સાધન બીજુ વીવેક ગ્રહી, કરો સત્યાસત્ય વીચાર.
દોષ દ્રષ્ટી કરી વીશ્વસુખમાં, ઉતરજો ભવપાર. શાધન.
જલાંસરસ મુખ્ય વીસયોમાં, છે પાંચે અંતર ભુત.
જ્યાંહાંથી જનમ્યો ત્યાં જાય છે, નર્કયોની અખુટ. શાધન.
સદારૂચી જેની રસ વીશયમાં, મુક્તી પામે કહીપેર.
જ્યાં ચક્ર ભમે જન્મ મરણનુ, પામેસુ સુખસાગર લેર. શાધન.
જલાંસ રસ જેણે તજયો, નલાગે પાંચેનો પાસ.
વૈરાગ પ્રગટી રોમરોમ, રમે બ્રહ્માનંદ રાસ. શાધન.
ત્રીજુ સાધન ષટસંપતી, દુરલભ હેવી જણાય.
ઉપજી નીતીક્ષા શમદમ, શ્રધ્ધાજીજ્ઞાસા ગણાય. સાધન.

મુમુક્ષુના સાધન છે વલી, માહા બલવાન સમર્થ,
તીવ્ર ઇચ્છા મોક્ષ તણી, સાંધે બ્રહ્મપદનો અર્થ. શાધન.
જલવીશે જેમ જઇને પડે, અર્ધ દગ્ધકો જન,
લલચાવ્યો લલચાયે નહી, હેતુ જાણો મુમુક્ષુનુ મન. શાધન.
વૃક્ષ છાંયા સ્થીત માનવી, જેમ ફલ ગ્રહે અચીંત,
તેમ ગરસે "મુકતીમાલા" ગલે, સાધન યોગે ખચીત. શાધન.

---

## પ્રવેશ બીજો.

**મનરાજ. વિપ્રીતભાવના. ભ્રાંતી. સુમતી. સીદ્ધા.**

**સ્થળ.**

## શંશાર વન.

## આ અખીલ બ્રહ્માંડ શી રીતે થયું તે વિશેની ચરચામાં નાસ્તીક તથા સુન્ય વાદ વિશે સંવાદ.

**મનરાજ**—સુમતી સીદ્ધા તમે મારા ઉપર કૃપા કરી જ્ઞાનના ચાર સાધન મને ઘણાજ ઉત્તમ દરશાવ્યા, તે વડે ખરેખર હુ મુકતીમાલાની ભાલ મેલવીશ એમાં શંકા નથી. પરંતુ એ સાધન સંપાદન કરયા પછી બીજુ જે કરતવ્ય હોય તે કૃપા કરી કોહો.

**સુમતી**—જેમ સુર્ય વીના પદાર્થો ઉપર પ્રકાશ થતો નથી તેમ વીચાર વીના જ્ઞાન થાય નહીં. અમાવાસ્યાની અંધારી રાત્રીમાં નીકટ પદાર્થ પડેલો હોય છે, તોપણ ચંદ્રનો ઉજેશ કે દીપકના અજવાળા વીના તે પદાર્થ માલુમ પડે નહીં. અંધકારનો વીરોધી પ્રકાશ પ્રગટ કરવાના ઇલાજ શીવાય બીજા કરોડો ઉપાયો કરીએ તે કાંઇ કામના નથી. તેમ વીચાર વીના બીજા ગમે તેટલા કર્મ ઉપાસનાઓ વીગેરેના ઉપાયો કરીએ તેથી જ્ઞાન થાયજ નહીં. માટે જ્ઞાન સંપાદન કરવા સારૂ તેના ચાર કહેલા સાધન શીવાય વીચારની ખરેખર જરૂરીયાત છે.

**મનરાજ**—એ વીચાર તે શાનો ?

**સીદ્ધા**—હુ કરતા સુખી દુખી એ રીતે વ્યવહાર કરવા વાલો હું કોણ છું. ? મારૂ સ્વરૂપ શું છે. ? આ સ્થાવર જંગમ રૂપ જગત શાથી થયું ? તેનુ અધીષ્ઠાન શુ છે. ? અથવા કોઈ તેનો કર્તા છે કે શીરીતે છે? આ જગત વીશે ઉપાદાન કારણ કોણ છે.? એ વીગેરેના વીચાર તે જ્ઞાનનુ મુખ્ય સાધન છે.

**મનરાજ**—વાહવા સીદ્ધા તમે બીચારનુ સ્વરૂપ સારી રીતે બતાવ્યુ. જ્યારથી હું તમારા પ્રતાપથી મુમુક્ષુ દશાને પ્રાપ્ત થયો છું ત્યારથી સ્વભાવીક રીતે મને એનાએજ બીચાર થયા કરે છે. પરંતુ તેનુ સમાધાન મારા એકલાથી થતું નથી.

**સુમતી**—આ વીચાર એટલો બધો સુક્ષમ છે કે ગુરૂ વીના તેનુ સમાધાન થાયજ નહીં. "ગું" અક્ષરનો અર્થ અંધકાર છે. તેનો "રૂ" એટલે ધ્વંશ કરે તેને "ગુરૂ" કેહેવાયછે જ્ઞાનરૂપી સુર્યનો ઉદય કરી અવીધ્યાનો અંધકાર દુર કરીશકે એવા ગુરૂ વેદના અર્થમાં પરીપુર્ણ રીતે કુશળ હોય છે, એટલુંજ નહીં પરંતુ બ્રહ્મઆત્માના એકત્વરૂપનો નીશ્ચય અચળ હોય હેવી રીતે બ્રહ્મ નોષ્ઠા સંપન્ન ગુરૂ હોય છે. એ વીગેરે ગુરૂના લક્ષણ હોય છે. તે સર્વ લક્ષણવંતા સરસ્વતી દેવી છે. તેની સેવા કરીશ એટલે વગર શંશયે સમાધાન થઇ જશે.

**ભ્રાંતી**—વાહવા; ઠીક તાલ લાવ્યા. હમારી અવીધ્યા દેવીની શત્રુ જે સરસ્વતી દેવી તેને ગુરૂ કરી સ્થાપી. વેદ શાસ્ત્રનાં પોથાં પોથાં અનેક પડેલાં છે. તમારો મનરાજતો મહાન બુદ્ધિશાળી છે. તો ગુરૂ વીના વેદ શાસ્ત્ર વાંચવાથી સુજ્ઞાન નહીં થાય.? થવાનો સંભવ દેખીતો છે, તો ગુરૂનુ શું પ્રયોજન છે.?

**સીદ્ધા**—તમારી અવીધ્યાદેવીરૂપી અમાવાસ્યાની અંધારી રાત્રીમાં એક જગોએ જળપાત્ર પડેલુ છે. તેને જોવાવાળી ચક્ષુ પણ છે. પરંતુ જ્યાંહાં સુધી સુર્યનો ઉદય કે દીવાનુ અજવાલુ પ્રગટ થયું નથી, ત્યાંહાં સુધી તે જળપાત્ર જણાવાનુ નહી. તેમ ચક્ષુરૂપી વેદ શાસ્ત્ર મોજુદ છતાં સુર્ય અથવા દીપક રૂપી ગુરૂ વીના જલપાત્ર રૂપી આત્મ જ્ઞાનનો અનુભવ થવાનો નહીં. માટે ગુરૂની અપેક્ષા ખરેખરી છે. તમે સરસ્વતી દેવીથી ડરયા કે શું?

**વિપ્રીતભાવના**—હમે કે હમારી સખી અવીધ્યા દેવીકોઇથી ડરે એવાં નથી. સરસ્વતી દેવીરૂપી હજારો સુર્ય ઉદય થાય તોપણ હમારી અવીધ્યા દેવીના અંધકારનુ ચક્રવરતીપણુ લેશ માત્ર પણ કોઈ ખંડીત કરી શકે એમ નથી.

**મનરાજ**—સરસ્વતી દેવી તો મને સાનકુલ છે. એટલે મારે ગુરૂ ધુંડવા જવા પડે એમ નથી. વખત પ્રસંગે તેમની સાહેતા લઇશું. આ પ્રસંગે આ સ્થાવર જંગમ રૂપઅખીલ બ્રહ્માંડ શી રીતે થયું તેનો વીચાર કરીએ. તે પેહેલાં એ જગત અથવા બ્રહ્માંડનુ રૂપ દરશાવો તો ઠીક.

**સુમતી**—આ માહા વીસાળ આકાશ એટલે ગગનના પડદામાં કેટલાક ગ્રહો છે. તેમ પૈકી આપણે જેના ઉપર રહ્યા છઇએ તે પૃથ્વી પણ એક ગ્રહ કેહેવાય છે. તેના ઉપર સાગર સરોવર નદીઓ શીવાય.તેમાં જલચર શ્રષ્ટી છે. તે તને અંજાણી નથી. તેજ રીતે એ પ્રથ્વીની સપાટી ઉપર નાના પ્રકારની વ્રક્ષયોની શીવાય જીવ જંતુ પશુ પક્ષી પ્રાણીયો તથા મનુષ્યો વીગેરેની નાના પ્રકારની યોનીયો છે. તેના સર્ગને સંસાર કરીને કેહે છે. પરંતુ બ્રહ્માંડ શબ્દમાં એ એખલાનો શાસ્ત્રે સમાશ કર્યો નથી. બ્રહ્માંડ

ની અંદર ચઊદ લોકનુ વરણન કર્યું છે. તેમાંના (૧) ભુર્લોક, (૨) ભુવર્લોક, (૩) સ્વર્લોક, (૪) મહર્લોક, (૫) જન લોક, (૬) તપ લોક, (૭) બ્રહ્મ લોક, એ સાત ઊંચે તથા (૧) અતલ, (૨) સુતલ, (૩) પાતલ, (૪) વીતલ, (૫) રસાતલ, (૬) તલાતલ, (૭) મહાતલ, એ સાત નીચે, એ રીતે ચઉદ લોકનુ વરણન કરેલુ છે.

**સીદ્ધા**—એ ચૌદ લોકનુ વરણન ગમે તે ભાવાર્થે હોય, તોપણ આ ગગનનાં પડદામાં પ્રથ્વી શીવાય સુર્ય, ચંદ્ર મંગલ, બુધ, બ્રેસ્પતી, શુક્ર, શની વીગેરે ગ્રહો છે. તથા જેટલા અસંખ્ય સ્થીર તારા છે, તે વીશે કેટલાક લોકનુ કેહેવું માનવું છે કે એ પણ સુર્યો છે. તથા તેની આસપાસ પણ રૂપ ગ્રહો ફરે છે. પરંતુ તે ઘણા દુર હોવાથી ચર્મ ચક્ષુથી જોવાઈ શકાતા નથી. મતલબ માયા ઉપાધીવાન મહેશ્વરની સાકાર અથવા નીરાકાર દ્રષ્ટ અથવા અદ્રષ્ટ લીલાનો પાર નથી. તે સરવે શી રીતે થયું તેનો વીચાર કાંઇ નાહાનોસુનો નથી. એટલે સરસ્વતી દેવી વીના એ વીચારનુ કોઇ સમાધાન કરી શકે એમ નથી.

**વિપ્રીતભાવના**—જ્યાંહાં કુકડાં હોય ત્યાંહાંજ વાહાણું વાય એમ છે કે. ! સરસ્વતી દેવી વીના શું બીજાથી સમાધાન ન થાય કે. ? હમે કેહેવાં બેઠા છઇએ. આ અખીલ બ્રહ્માંડ શાથી ઉત્પન્ન થયું તેનો વીચાર કરી ઘણા થાકી ગયા, પરંતુ હમારા જેવો દુરલભ સાર કોઇએ ધુંડયોજ નથી.

**મનરાજ**—વાહવા. એથી રૂડું શું. ? વારૂ તે મને ક્રપા કરી બતાવશો. !

**ભ્રાંતી**—આ પ્રથ્વી ઉપરના કેટલાક પશુ પ્રાણી તથા મનુષ્યોના સ્થુલ શરીરો અન્નમાથી ઉત્પન્ન થયા છે, અન્નથી જીવે છે, તથા અન્ન વીના નાશ પામે છે તેથી જગતનુ કારણ કેટલાક લોક અન્નને કેહે છે.

**સુમતી**—કેટલાક જીવ જંતુ માત્ર હવામાંજ ઉત્પન્ન થાય છે, હવાથી જીવે છે, તથા હવામાંજ તેનો નાશ થાય છે. તો અખીલ બ્રહ્માંડનુ કારણ અન્ન હોય નહીં. ખુદ અન્ન પણ પ્રથ્વી કારણનુ કાર્ય છે. પ્રથ્વી તો શું પરંતુ સુર્યાદીક ગ્રહો તથા અગણીત તારા સહીત જે અખીલ બ્રહ્માંડ છે, તે શાથી થયું એ વીચાર છે, તેમાં અન્ન સર્વનુ કારણ છે એમ કેહેવાયજ નહીં.

**ભ્રાંતી**—હમે પણ અન્નથી સકલ બ્રહ્માંડ ઉત્પન્ન થયું એમ કેહેતા નથી. જે ભીન ભીન કલ્પીત પાયા વગરના મત છે, તેજ ફકત દરશાવીએ છીએ. હમારો મતતો જુદોજ છે. જેમ કેટલાક અન્નને કારણ માને છે. તેમ કોઇ મુઢ લોક જળથી જગત થયુ એમ માને છે. જલાંસ રસ વીશયને નાના પ્રકારની યોનીયોમાં અવતરવાનુ તથા મરવાનુ કારણ સુમતી સીદ્ધાએ જે નીવેદન કર્યું તે ઉપરથી કે ગમે તે કારણથી જળથી જગત થયું એમ કેટલાક માને છે, તે પણ કેવળ હસવા જેવું છે.

**સીદ્ધા**—ખુદ જળની ઉતપત્તી તેજમાંથી કહી છે, એટલે એ તેજ કારણનુ કાર્ય

ળ છે. માટે અખીલ બ્રહ્માંડનુ જળ કારણ કેહેવાય નહીં. જોકે જળ અખીલ બ્રહ્માંડનુ કારણ તો નથી તોપણ જલાંસ રસ વીશયની મોહીણીથી જ્યાંહાંથી આવ્યા ત્યાંહાં ફરી ફરીને જઈ અનેક જલાંસયોનીઓને પ્રાપ્ત થઇ જન્મમરણના ચક્રના ફાંસામાં અનેક જીવો પડયા છે તે સીદ્ધાંતને કશો બાધ આવતો નથી.

**વિપ્રીતભાવના**—પંચ ભુતો મધેથી પ્રથ્વી કે જળ અખીલ બ્રહ્માંડનુ કારણ નથી એ ચોખું છે. તે છતાં ઉપનીષદોમાં પણ કોઇ પંચ ભુતથી કે કોઇ ત્રણ ભુતથી જગતના કારણ કહયા છે, તે પણ સંભવીત શી રીતે મનાય. ?

**સુમતી**—અખીલ બ્રહ્માંડ શાથી થયું તેના વીચારમાં પંચ ભુતો તથા પંચ ભુતાત્મક સર્વ સુક્ષમ સ્થુલ તત્વ તથા પદાર્થો આવી ગયા. તેથી તે પંચ ભુતો પણ શાથી થયા એ વીચાર જ્યાંહાં છે એટલે અખીલ બ્રહ્માંડનું કારણ પંચ ભુત પણ મનાય નહી.

**ભ્રાંતી**—નૈયાયીક મતના અનુસારી વલી જગતનુ કારણ પરમાણુ માને છે એટલે પ્રથ્વી તેજ વાયુના સુક્ષમ પરમાણુ એકઠા થઇ સુક્ષમાંથી સ્થુલ શ્રષ્ટી બનીછે હેવુ ધારે છે, એટલે પ્રથ્વીના સુક્ષમ પરમાણુમાંથી પ્રથ્વી આદીક સ્થુલ શ્રષ્ટી બની. જલના પરમાણુથી મેઘ સમુદ્રાદીક બન્યા. તેજના પરમાણુ એકઠા મલવાથી સુર્યાદીક જ્યોતીયો બની. પરંતુ એ સુક્ષમ પરમાણુઓ પણ શાથી થયા તેનો વીચાર કરીએ છીએ, ત્યારે આ અખીલ બ્રહ્માંડનુ કારણ પરમાણુ પણ સંભવીત નથી. એ રીતે વલી કોઈ કાલથી કોઇ કર્મથી જગતની ઉતપત્તી માને છે. તે પણ સંભવીત નથી.

**મનરાજ**—એ તો સઘળો મીથ્યા વાદવીવાદ જણાય છે. તમે સો સાર ધુંડી લીધો છે તે હવે કોહોતો સારૂ. ?

**વિપ્રીતભાવના**—તે હું કહું છું. તોપણ એ મીથ્યા વાદવીવાદ પણ પરીપુર્ણ કરી લેવા દો. વલી કોઇ પ્રકૃતી પુરૂષાદીક ક્રમથી તથા કોઇ પ્રધાનરૂપ માયાથી જગતની ઉતપત્તી માને છે.. તે વીચાર જો તમે પસંદ કરતા હો તો તે હમને પ્રતીકુલ નથી. શાથી કે માયા અવીદ્યા એ કાંઇ ભીન સ્વરૂપ નથી. તેથ. આ અખીલ બ્રહ્માંડનુ માહા કારણ હમારી સખી અવીદ્યા ઠરી ચુકશે.

**સુમતીસીદ્ધા**—( સીદ્ધાંત પક્ષમાં બ્રહ્મ સ્વરૂપનુ અજ્ઞાન એજ જગતનુ કારણ છે. તે અજ્ઞાન અથવા અવીદ્યા તે એકજ છે; તે અવીદ્યા અથવા માયા જગતનુ કારણ છે. હેવી કબુલાત વિપ્રીતભાવનાની આવી જતાં સુમતી સીદ્ધા હસે છે. )

**ભ્રાંતી**—તમે હસ્યાં કેમ. ? જો હમારી સખી અવીદ્યાને જગતના કારણરૂપ ન સ્વીકારો તો પછી કારણરૂપ સેશ શું રેહેશે. ?

**મનરાજ**—(સુમતી સીદ્ધાનો હસવાનો ભાવાર્થ મનરાજ એક તરફથી સમજી જઈ બીજી તરફથી વિપ્રીતભાવનાને રાજી કરવાને ઇરાદે હ્વી અર્થી વચન કેહે છે) મનેતો એમ લાગે છે કે આ અખીલ બ્રહ્માંડની ઉતપત્તીનુ કોઇપણ કારણ છેજ નહી.

**શ્રાંતી**—(પોતાનો જય થયો જાણી રાજી થઇને) જ્યારે કોઇ કારણ નથી, તારે આ જગતના કર્તા કોઇ પરમાત્મા પણ નથી, હેતુ સાત્ર થતા કાંતો નાસ્તાકોના મત અથવા સુન્ય પરમતત્વ છે હેવું સુન્યવાદીનું પ્રમાણ માનવું મુનાસબ લાગે છે.

**મનરાજ**—તનને જેમ ઠીક લાગે તેમ મારા સબ્દોનો અર્થ કરો. સમજુને આથી ક સું કેહેવું?

**વિશ્રોતભાવના**—(પોતાનો જય થયો જાણી અતી રાજી થઇને) મનરાજ જે ખરો સીદ્ધાંત છે તે તુ સેહેજમાં સમજી ગયો. વાહાવા તારો ચપલ તથા તીવ્ર બુદ્ધીના શુ વખાણ કરૂ.

**શ્રાંતી**—સુધ્ધ નીરમલ અમુલ્ય મણીના તેજ તથા રૂપમાં મણી હોયતો આ મનરાજના નીરમલ સીદ્ધાંતમાં મણી હોય. જે ખરો સાર હતો તે જેમ ગ્રતીકામાંથી સુવર્ણનુ શોધન થાય છે તેમ ધુંડી લીધો; ધન્ય છે.

**વિશ્રોતભાવના**—વાહવા ધન્ય છે. સુજ્ઞ તથા વીરપુરૂષને સેહેજ સવાદ પણ ખરો વર રૂપ સીધ્ધાંત થઇ પડે તેમાં નવાઇ નથી. આ અખીલબ્રહ્માંડના કારણ અથવા કર્તા રૂપ આસ્તીક લોક જે પ્રમાત્માને માનેછે તે આ અખીલ બ્રહ્માંડના નાથને નીરખવા ઘણા કાલ થયા મેંહે ઘણુંએ મથન કર્યુ પરંતુ તે પરમતત્વના દરશણ મહતો બીલકુલ થયાં નહી.

**પદ.**

( શાજને ભરોસે હુતો રેનસારી જાગી. એરાગ. )

નાથને નીરખવા રહીછું, બ્રહ્માંડ સઘલુ ભાલી રે. નાથ.
વનમાં જઇને વૃક્ષજોયા, રહી ગીરીડુંગર ખુબ ન્યાલી,
જોઇ સરોવર સાગર નદીયો, નીરમલ ખુબ નીર વાલીરે. નાથ.
પસુપક્ષી જીવજંતુ જોયા, મનુષ્ય દેહ બહુ વ્હાલી,
પંચમાં ભુતની લીલા જોવા, કાયા સઘલી ગાલીરે. નાથ.
આકાસ જોયુ વાયુજોયો, નથી તેજતત્વ વલી ખાલી,
જલ પ્રથ્વીનો જોડો જોયો, એકે ઠામ ન રાખ્યુ ઠાલીરે. નાથ.
સુર્ય જોયો ચંદ્ર જોયો, જોઈ મંગલની લાલી,
બુધ ગુરૂને સુક્ર જોયા, સનીશ્ચર ચીત ઘાલીરે. નાથ.
તારામંડલ સઘલુ જોયુ, ગગનમંડપમાં ચાલી,
તોયે નપામી પુર્ણ પ્રયાસે, ત્રીભુવનનાથની તાલીરે. નાથ.
સ્વર્ગાદીકના સુખપામવા, થઈ કર્મતણી જંજાલી,
દેવલીલામેં કોઇએ નદીઠી, ભમી બ્રહ્માંડે ઠાલીરે. નાથ.
પરમતત્વ મે કોઇ ન દીઠો, રહુછું માયામાં માહાલી,
કોઇએ ન " મુક્તીમાલા " ગલામાં, સાધુ સંતે ડાલીરે. નાથ.

## પ્રવેસ ત્રીજો.

**મનરાજ. વિપ્રીતભાવના. ભ્રાંતી. ભ્રમણા. સુમતી. સીધ્ધા.**

**રથળ.**

### આસ્તીક રણ ભુમી.

### નાસ્તીક પક્ષ તથા સુન્ય વાદના ખંડણ વીશે સંવાદ.

**મનરાજ**—( વિપ્રીતભાવના તથા ભ્રાંતીનો હેતુ પોતાને નાસ્તીક બનાવવાનો હતો હેતુ સમજી જઇને ) વારૂ વિપ્રીતભાવના આ પ્રથ્વી કે જેના ઉપર આપણે રહીએ છીએ તેની કોઇકાલે પણ ઉતપત્તી થઈ હશે કે નહીં.?

**વિપ્રીતભાવના**—મારી સખી ભુતસર વીદ્યાથી મેંહે જાણ્યું છે કે પ્રથ્વીની કોઇ કાલે પણ ઉતપત્તી થતા એ ગ્રહ નાહાનેથી મોહોટો થયો છે. કાલેકરીને એકપછી એક પડો બંધાતા આવ્યા છે. તથા હવે પછી પણ બંધાશે. કેટલાએક પડો બંધાયા ત્યાહા સુધીતો વનસ્પતી કે પસુ પ્રાણીની ઉતપત્તી આ પ્રથ્વી ઉપર હતીજ નહી. કેટલાક પડો બંધાયા બાદ વનસ્પતી થાય હેવી પ્રથ્વી થઇ તે પછી પસુ પ્રાણી ઉતપન્ન થવા લાગ્યાં. સેવટ માણસોની ઉતપત્તી થઈ છે. આગલ જેવી રીતના પસુપ્રાણી હતા તેવાં હાલ નથી. તથા હાલ જેવી રીતેના છે તેવા સદા કાયમ રેંહેસે કે નહી એ નક્કી કહી શકાતુ નથી

**મનરાજ**—વારૂ બીજા ગ્રહો વીશે શી રીતે હશે!

**વિપ્રીતભાવના**—મનરાજ, સુર્ય, ચંદ્ર, મંગળ, બુધ, બ્રેસ્પતી, સુક્ર, શનીશ્ચર વીગેરે ગ્રહો તથા તારાઓ વીશે પણ એજ રીતે સમજવું. સાથીકે મારી બીજી સખી ખગોળની ખોળથી પ્રત્યક્ષ થઇ રહ્યુ છે કે, જેમ પ્રથ્વી નાહાનેથી મોટી થઇ છે તેમ એ ગ્રહો પણ નહાનેથી મોટા થયા છે. કેટલાક ગ્રહો આ પ્રથ્વીથી મોટા છે. તથા કેટલાક હજુ નાહાના છે. તથા તેની સ્થીતી હેવી થઇ નથી કે જેના ઉપર બીજા મોટા ગ્રહોની માફક વનસ્પતી પસુ પ્રાણી નભી શકે.

**મનરાજ**—આ પ્રથ્વી ઉપરનાં સાકાર વ્રક્ષ પસુ, પક્ષી, જીવજંતુ, માંનવી, વીગેરેની ઉતપત્તી તથા લયસદા જોવામા આવે છે, તેમ પ્રથ્વી સુર્યાદીક ગ્રહો વીગેરેની ઉતપત્તી તો તમેજ કોહોછો, એટલે જેની ઉતપત્તી સીધ છે, તેનો કોઇકાલે લય પણ સીધ હોવો જોઇએ. એ ઉપરથી એમ જાણાય છે કે આ આખીલ બ્રહ્માંડ આદીઅંતવાલુ અથવા તે ઉતપત્તી નાસ વાલુ છે. તેમાંતો કાંઇ સંકા નથી કે.?

**વિપ્રીતભાવના**—હેમાં સંકા શી.?

**મનરાજ**—વારૂ વિમીતભાવના જ્યારે પરમાત્મા છેજ નહી અથવા સુન્ય પરમતત્વ છે. તો આ અખીલબ્રહ્માંડ સારીતે ઉતપન્ન થયુ.?

**વિમીતભાવના**—(પોતાનો જય થયો જાણી ગજી થતી હુતી તેના મુખ ઉપર ગ્લાની આવવા લાગી) એ બ્રહ્માંડ માહેલા ગ્રહો વીગેરે અનાદી:-

**મનરાજ**—(બોલતા અટકાવીને) તારી સખીઓ ભુતસર તથા ખગોલના પ્રમાંણ આપી તેહેજ સાધ કર્યુ છે કે, પ્રથ્વી વીગેરે ગ્રહો તથા ગગનમંડળના તારા આદીઅંત વાલા છે. તો હવે અનાદી કેમ કેહેવાય ? હજુ એ ચરચાને એક ક્ષણ પણ વીતી નથી.

**વિમીતભાવના**—(કંપવા આવ્યો હોય તેની રીતે ધ્રુજતી) સુન્યવાદીનો મત હેવો છે કે એ સઘળા પદાર્થ હેના મેલ સ્વભાવે થતા આવે છે. કોઇમાંથી ઉતપન્ન થતા નથી તથા પરમતત્વ સુન્ય છે.

**સુમતી**—જીવજંતુ વ્રક્ષ વગેરેની ઉતપત્તી પ્રથ્વીમાંથી, પ્રથ્વી જળમાંથી, જળ તેજમાંથી, તેજ વાયુમાંથી, વાયુ આકાસમાંથી, એ રીતે ઉતરોતર એક બીજામાંથી ઉતપત્તી તથા લય જાણાય છે. તો એ પદાર્થ કોઇમાંથી ઉતપન્ન થતાજ નથી એમ કેમ કેહેવાય.? સ્વભાવે કે વગર સ્વભાવે ઉતપત્તી લય થાય છે, એ વાત જુદી છે. તથા તે હાલની તકરાર નથી. સ્વભાવે કે વગર સ્વભાવે જેની જેની ઉતપત્તી થાય છે તે કોઇમાંથી થાય છે કે ન હી. અથવાને આ અખીલ બ્રહ્માંડનો ઉતપત્તીનુ કોઇ કારણ છે કે નહી તે તકરાર છે. તેનો ખુલાસો તમારો યથાર્થ નથી.

**ભ્રમણા**—સખી વિમીતભાવના આ સંવાદ હવે ટુંકો કરે તો સારૂ.

**સોદ્ધા**—ટુંકો સા સારૂ કરવો જોઇએ.

**સુમતી**--વારૂ વિમીતભાવના તેહે સુન્યવાદીને પુછયું.છે કે તમે સુન્ય દીઠું છે. ?

**વિમીતભાવના**—સુન્ય એટલે કાંઇજ નહી, તે શી રીતે દેખાય.?

**મનરાજ**—ત્યારે જે દેખાય નહી તે સુન્ય છે એ શી રીતે જાણ્યું ?

**વિમીતભાવના**—જે ચર્મ ચક્ષુયી ન જોવામાં આવે તે જાણાયજ નહી હેવું કાંઇ પ્રમાણ નથી. પોતાના પીતાના મરણ પછી ગર્ભવાસમાંથી જન્મેલા પુત્રે પોતાના પીતાને દીઠો નથી તોપણ મારો પીતા હુતો હેવું તે જાણે છે ખરો. ગમે તે વસ્તુ જો હેય તો ચર્મ ચક્ષુથી જોયા વીના પણ જાણી શકાય ખરી.

**સોદ્ધા**—ઠીક ગમે તે સાધને સુન્ય જાણ્યું. તો સુન્ય પણ જાણી શકાય એવી વસ્તુ તો ખરી. ત્યારે કાંઇજ નહી તે સુન્ય એમ કેમ કહું.

**વિમીતભાવના**—કાંઇ વસ્તુતા તો ખરી.

**મનરાજ**—કાંઇ વસ્તુતા તો ખરી હેવું કેહે છે તો તારો નાસ્તીક પક્ષ તથા સુન્યવાદ પાણીમાં બોલ મારે જોઇતો નથી.

**શાંતી**—જેવી રાયની મરજી, સખી ચાલો આપુણે સ્વધામે જઇએ.

**મનરાજ**—જરા સબુર કરો. આ સકલ બ્રહ્માંડની પુર્વે કાંઇજ ન હતું હેવા સુન્ય માંથી આ શ્રષ્ટીની રચના શી રીતે થઇ તે સમજાવો. તથા એ શ્રષ્ટીના તખતામાં ત મારી સખી અવીદ્યા તથા તમે ખુદ કયાંહાંથી આવ્યા તે કોહો.

**બ્રમાણુ**—હમે કાંઇ આજકાલના નથી. યુગોના યુગો વહી ગયા તોપણ હમો એ ના એ છઇએ.

**વિપ્રીતભાવના**—જલ હતુ ત્યાં પ્રથ્વી થઇ, પ્રથ્વી હતી ત્યાં જલ ફરી વલ્યું, હેવા નાના પ્રકારના આ બ્રહ્માંડમાં વીલક્ષણ ફેરફારો થઈ ગયા તોપણ હમારી મીત્ર સખી અ વીદ્યા તથા હમો ખુદ તો એનાએ છઇએ.

**મનરાજ**—એ તો મને કાંઇ અંજાણ્યું નથી. આ બ્રહ્માંડની ઉત્પત્તી પેહેલાં તો સુન્ય હતું હેવું તમે કોહો છો, ત્યારે તે સમે તમે કયાંહાં હતા. સુન્ય એટલે કાંઈજ ન હીં હેવું તમે સમજો છો, ત્યારે કાંઇજિ નોહોતું તે સમે તમે પણ નહી હશો

**ભ્રાંતી**—એમ કેમ કેહેવાય. હમારી સખી અવીધ્યા તો અનાદી કાળની છે.

**સોધ્ધા**—ત્યારે સુન્યનું પ્રમાણ કયાંહાં રહ્યું ?

**મનરાજ**—બ્રહ્માંડની ઉત્પત્તી પેહેલાં કાંઇજ નોહોતું ત્યારે તમે વાંઝણીને પેટથી જનમ્યા કે શું?

**વિપ્રીતભાવના**—જરા વીવેકથી બોલો તો સારૂં. વાંઝણી કાંઇ પુત્ર કલત્ર જણી જાણી છે?

**મનરાજ**—ત્યારે સુન્ય એટલે કાંઇજ નહી, તેમાંથી કાંઇ ઉત્પન્ન થએલું કોઇએ જો યું જાણ્યું છે?

**વિપ્રીતભાવના**—હેમાં તમને વીલક્ષણતા શી લાગી !

**મનરાજ**—એક માણસ આવી મારી સનમુખ બોલવા લાગ્યો કે–"મારે જીભ નથી"–ત્યારે મને ઘણું હસવું આવ્યું ને તેને મે કહ્યું તારે જીભ નથી ત્યારે–"મારે જીભ નથી"–એ જે તુ બોલ્યો તે વચનની ઉત્પત્તી કયાંહાંથી થઇ? સાક્ષાત બોલતા રૂપનું "મારે જીભ નથી" હેવુ વચન જીભ વીના નીકલેજ નહી તેથી તે જેવું હ સવા લાએક તથા વીલક્ષણ લાગે તેવુંજ બ્રહ્માંડની પુર્વે સુન્ય એટલે કાંઇજ ન હતું અને તેમાંથી સઘલું બ્રહ્માડ થયું એ બોલવું વીલક્ષણ છે. વધારે એટલા સારૂ કે તારી સખી ભ્રાંતી કેહે છે કે અવીધ્યા તો અનાદી કાલની છે.

**વિપ્રીતભાવના**—બ્રહ્માંડ પેહેલાં કાંઇ હોવું તો જોઇએ પછી તેને સુન્ય કહો કે ગ મે તે કોહો.

**મનરાજ**—જ્યારે કાઇ હતું ત્યારે તેને સુન્યસું કરવા કેહેવું. પીતા વીના પુત્રનો જ ન્મ હોય નહી હેવું હોવાથી મારો પીતા હતો હેવુ પુત્રે જાણ્યા છતાં મારો પીતા નો હોતો હેવું તેણે શા શારૂ કેહેવું જોઇએ.

**ભ્રાંતી**—ખાલી આ તંત કરવામાં માલ શો ? પારધી પોતાના બાણની દોર હાથી

જ્યારે જીવ તેના પરીણામમાં તે દોર તુટયાજ વીના રેહે નહી.

**મનરાજ**—તે વીશે મને જરાએ ભય નથી, માહ્મ વીના ખાલી હું મથન કરૂં એમ છે નહી. વારૂ બ્રાંતી આ સકલ બ્રહ્માંડના કારણ રૂપ આત્મા અથવા બ્રહ્મ છે નહી હેવું તમે જે કોહોછો તે તમારા અનુભવથી કોહોછો અથવા સાંભળ્યાથી કોહો છો?

**બ્રાંતી**—અનુભવથી કહું છું.

**સીદ્ધા**—અનુભવથી કેહેવું બીલકુલ સંભવતું નથી. શાથી કે આત્મા નથી હેવો અનુભવ કરવા વાલો કોણ છે, તે જો તુ જુવે તો જણાશે કે એજ અનુભવ રૂપજ આત્મા છે. એ અનુભવરૂપ આત્મા વીના અનુભવ શી રીતે થઇ શકયો! માટે અનુભવથી આત્માનુ નાસ્તીત્વ કેહેવું તદન અસંભવીત છે.

**બ્રાંતી**—સાંભળ્યાથી પણ કહુ છું.

**સુમતી**—અનુભવથી કહીને સાંભળ્યાથી કેહેવું શોભતું નથી, શાથી કે અનુભવથી કેહેવામાં અનુભવ રૂપજ આત્મા પોતે સીદ્ધ થાય છે. એટલે સાંભળેલું હોય તે અનુભવથી હેની મેલેજ ખોટું ઠરે છે. તે છતાં સાંભળ્યાની વાત ઉપર આગ્રહ રાખતા હો તો કોહો લૌકીક વાકયથી સાંભળેલું કે વેદ વાકયથી તે કોહો!

**સીદ્ધા**—વિપ્રીતભાવના, બ્રાંતી, બ્રમણા, હવે શું જુવાબ દેશો વારૂ.! જો લૌકીક વાકયથી સાંભળેલાનું કોહો છો તો જેનાથી સાંભળેલુ હોય તેને પુછી જુવો કે તમે પણ આત્માનુ નાસ્તીત્વ અનુભવ કરીને કોહો છો અથવા સાંભળીને કોહો છો; તે પણ જો અનુભવથી કેહેતો ઉપલો દોશ આવશે, તથા સાંભળીને કેહેવાનુ કેહેતો અનવસ્થા થઈ પરંમપરા અંધ મસંગ થશે, તેથી પણ આત્મા નથી એ તેનું કેહેવું અસંભવીત છે. કદાચ વેદ વાકયથી આત્મા નથી એવું સાંભળેલાનુ કોહો તો હેવું વેદ વાકય કહ્યું છે? આત્મા નથી હેવુ વેદ વાકય કોઇપણ નથી. તેથી આત્મા અથવા બ્રહ્મ નથી એ કેહેવુ કદાપી બની શકે એમ નથી, તે છતાં જે જવાબ દેવો હોય તે દો. ( આ સાંભળી સર્વસ્તબ્ધ થઇ જઇ કાંઇપણ જવાબ દીધો નહી. ).

**મનરાજ**—વાહવા સુમતી, સીદ્ધા, તમારા મતાપથી વિપ્રીતભાવના તથા તેની સખીઓની સાથેના રણ સંગ્રામમાં નાસ્તી પક્ષ તથા સુન્યવાદનું ખંડણ કરી મેહે અદ્ભુત જય મેળવ્યો. એટલુંજ નહી પરંતુ આ અખીલ બ્રહ્માંડની ઉત્પત્તીના કારણનો ચરણમાં બ્રહ્મ અથવા આત્માની અસ્તીત્વ પણાની અનુભવ પુર્વક સીદ્ધતા કરી તેથી મને અત્યાનંદ થાય છે. હવે મને સુખે એ મારા પ્રભુની ભક્તિ કરવા દો.

## પદ.

મારા નાથ વીશ્વંભર, રંકને સાહે કરોરે. મારા. ટેક.
વેરણ અવિદ્યા મુરછા પડી ખુબ, બાપ રચ્યોરે ખરો.
રોમ રોમ પ્રભુ પ્રગટી રહ્યો, તુજ ચાર્ણગી રાખ્યો પરોરે. મારા.
ભાગ્ય ભલા ખરે ગગન મંડળના, પુર્ણ પ્રતાપ કર્યો.
ગણના ગણું શું અગણીત ઉડુની, ઝળઝળ પ્રકાશ ભર્યોરે. મારા.
મંગળ બુધ ગુરૂ શુક્ર શનીશ્ચર, સુર ચંદ્ર ગગન રહયો,
તારા મંડળની તુલના કરૂં શું, શું જશ જાય તુજનો કહયોરે. મારા.
પ્રથ્વી પ્રભુ તે કીધી રસાળ, ધન ધાન્ય અખુટ ઝરે,
સરોવર સાગર રમણીક નદીયો, નીર ખજાનો ભર્યોરે. મારા.
વન લીલાના વખાણ કરૂં શું, અજબ બગીચો કર્યો,
તંબુ તાણ્યો ખાશો ગગનરૂપી હરી, ભુતલ ઘેરી રહયોરે. મારા.
મેઘ મંડળમાં મેહેર કરી રાગ, વીજરાણી મેઘ વર્યો,
રૂપ વખાણું શું વીજળી તણું મેરૂ, પર્વત કંપો કર્યોરે. મારા.
મેહે વ્યાકુળ થઈ મેઘ ડીગંબર, વીજ સંગ રજની રમ્યો,
મીઠો મેરામણ પુત્ર પ્રગટયો, ભુતલ તાપ શમ્યોરે. મારા.
સકલ બ્રહ્માંડ વ્યાપી રહી પ્રભુ, સર્વને પેશી રહયો,
રચના રચી અદ્‌ભુત ઘણી તે, ખુબ ખેલ ખાશો ભયોરે. મારા.
સંતોરયા જીવ જગત તણા, જગજીવનરૂપ ખરો,
શરણાગત તુજ ભક્ત તણાનો, પ્રેમે ઉધ્ધાર કરોરે. મારા.
દર્શનનો તારા છું અભીલાશી, સ્વરૂપ પ્રગટ કરો,
ભક્ત વત્સલ થઇ છુપા ન રહીએરે, પ્રેમ રસ પ્યાલો ધરોરે. મારા.

---

[ વિપ્રીતભાવના, ભ્રાંતી, ભ્રમણાની
હાર થતાં, નાસ્તી પક્ષ તથા સુન્ય
વાદનુ ખંડણ થયું તથા અસ્તી પ
ક્ષનો જય થયો તેથી તેને ગ્લાની
લાગતાં અંતરધ્યાન થઇ રહ્યા તેથી
અવીદ્યા તથા તેની બીજી સખીયો
એ વીશે વીચાર કરવા એકઠાં
મળે છે. ]

**અસીદ્ધા**—ભાસ્કરાચાર્યના ઘરમાં સતયુગમાં જન્મેલી જ્યોતિષી વીધ્યાની તથા સતયુગની ભુતસરની સાહેતા લીધી હોતતો કામ સરત. કલીયુગમાં જન્મેલી ભુતસર ખગોળ ઉપર ભરોસો કેમ રેહે. જેવો યુગ તેવી તેની યોજના કરવી ઘટતી હતી. હશે. પરીણામ શું આવ્યું!

**અવીદ્યા**—પરીણામ બીજુ શું હોય.! નાસ્તીક તથા સુન્યવાદનુ ખંડણ તથા અસ્તી પક્ષનો જ્ય થતા અસ્તી ભાતી પ્રીય રૂપ "બ્રહ્મ" પદની સ્થાપના થઇ ગઇ.

**કુમતી**—અરરરર, ભુંડુ થયું.

**અસીદ્ધા**—સખી એથી વલી અધીક ભુંડુ શું.!

**અવીદ્યા**—સખી એટલેથી બસ રહ્યુ નથી. આ આપણી હારથી તો મનરાજની મતીતો તદન ભમી ગઇ.

**કુમતી**—કેવા રીતે તે તું કહીસ.!

**અવીદ્યા**—તપ યજ્ઞ દાનાદી કર્મમાં તો પરીપુર્ણ કુશલ હતો તેતો તમને અજાણ્યુ નથી.

**કુમતી**—કોઇ મુલકના રાજપાટના ફલની ઇચ્છાએ એ કર્મ કરતો હશે.

**અવીદ્યા**—સકામ એટલે ફલની ઇચ્છાએ કે નીષ્કામ અટલે ઇશ્વરાર્પણ તે હુ જાણતી નથી.

**અસીદ્ધા**—સકામ એટલે ફલની ઇચ્છાવીના કર્મ કોઇ કરેજ નહી.

**કુમતી**—ત્યારે તો મનરાજના બારવાગી ગયા. મોટા મોટા તપ યજ્ઞ દાનાદી કર્મ કરીને આ જગતના કે સ્વર્ગના અદભુત સુખ વૈભવ મેલવે તોપણ "બ્રહ્મ". પદને પામી પુનરપી જન્મ મરણના ચક્રના ફાંદામાથી મુક્ત થાય એમ નથી.

**અસીદ્ધા**—ગમેતેમ હોય તોપણ એ તપ યજ્ઞ દાનાદી કર્મ તથા વૈરાગથી પણ હુ મોટો તપેશ્વરી યાજ્ઞીક ધર્મિષ્ટ ત્યાગી ઇત્યાદી હુપદ રૂપ અભીમાનનુ મોટુ વૃક્ષ થવા સંભવ છે, તેની દારૂણ ઘટામાં બ્રહ્મપદ રૂપ ચંદ્રના દરશણ થવા ઘણા વીકટ છે.

**અવીદ્યા**—સખી સીધ્ધાદીક સંભાર્યુ, તપ યજ્ઞ દાનાદી કર્મતો હવે તજીને વૈરાગ, વીવેક, સમદમાદીક ષટસંપતી સંપાદન કરી મુમુક્ષુ દશામે પણ પોહોચી ગયો છે.

**અસીદ્ધા**—એતો ખાલી ગપ્પા હશે.

**કુમતી**—ખરી હકીગત હોય તોએ સું;, મોક્ષ ઇચ્છા ગમેતેવી રીતે રાખે તેથી શુ થયું; પકવાન ખાવાની ઇચ્છા વાલો પુરૂષ સદાકાલ પોતાનુ મુખ ખુલ્લુ રાખે તેથી પેબર ખાજા વીગેરે હેની મેલે મુખમાં આવી પડે નહી. તેમ ફક્ત મોક્ષ ઇચ્છાથી મુક્તી માલા હેની મેલે મનરાજના ગલામાં આવા પડે એમ નથી.

**અવીદ્યા**—એતો ખરૂ. પરંતુ એ બ્રહ્મપદને પામવા નીરાદીન આત્હકાશમાં ઉડીને સદવીચાર રૂપી સાગર, શાસ્ત્ર શ્રવણ રૂપી સરોવર, મનન રૂપી મેરૂપર્વત ઉપરના જળના ચસ્મા. તથા નાદીધ્યાશન રૂપી ગંગાજળમાં નાહાવું શરૂ કરયું છે.

**અવીદ્યા**—એથી સખી તું વીભ્રમ શું થઇ. મચ્છ કચ્છ વીગેરે જળચર રાતદીહાળ ય
થા જળમાં ડુબકા મારયાજ કરે છે, પરંતુ કોઇને બ્રહ્મ મળ્યા સાંભળ્યા નથી.

**કુમતી**—એતો ખાલી કાલગમન કરવાના ઢોંગ, એથી કુતો જરાએ ડરૂ નહી.

**અવીદ્યા**—સખી તુ જેમ ડરતી નથી તેમ હુ પણ ડરૂ એમ નથી, મચ્છ કચ્છ
વીગેરે જળચરનુ જળમાં નાહાનુ જુદુ, તથા મનરાજનુ સદવીચાર શાસ્ત્ર શ્રવણ મનન ની
દીધ્યાસન રૂપી જળના પ્રવાહમાં નાહાવુ જુદુ. તે છતા એ મચ્છકચ્છાદીક નો મુકાબલો
તમે કરયો, તેથી મારે કહેવુ પડે છે કે જેવી મચ્છ કચ્છાદીકની તીવ્ર આશનાઇ જળ
શાથે છે તેવીજ આસનાઇ મનરાજે સદવીચાર શાસ્ત્ર શ્રવણ મનન નીદીધ્યાસન શાથે
રાખી તો એ સું નહી કરી શકસે.!

**કુમતી**—સખી અવીદ્યા, તારી વાણીનો મર્મ હુ સમજી ગઈ. વીચાર કરવા જેવો
મામલો થઇ પડો છે ખરો. હવે તુ વિપરીતભાવના કે બીજા કોઇને પણ એકલા રણુમ
ગ્રામમાં મોકલીશ નહી. શાથે કાઇને પણ મોકળજે. શરૂવાતમાં તો તારે જાતેજ એક
મ શારૂ જવું. સાથીકે બાજીની રમત બગડયા પછી પાછલથી તે સધરતી નથી. હાલ
માં એ પ્રાણમય સ્થળમાં મગ્ન થઈ જાપઅજપા જપતો હશે. ત્યાહા તું જઇ દેવ ધ્યાન
ભંગ કર.

**અવીદ્યા**—એ પણ કામ માહા મુસ્કેલ છે.

**કુમતી**—સખા પથ્થર તલે હાથ આવ્યો તે કલે કલે કાહાઢી લીધા વીના છુટકો ન
થી. હવી લોક વાણી છે. તે પ્રમાણે હવે કર્યા વીના બીજો રસ્તો નથી.

**અવીદ્યા**—હા. હું સમજી. હુ તેજ વીચારમાં છું. શાંભળ.

**પદ.**

( મારૂ ગોકુલ જોવાને આવોરે, મથુરાના વાશી. એ ઢાલ. )

જાગો જાગો પ્યારા મારા પુત્રરે, મનોમયના ભોગી,
કોણે તને દીધુ વિલક્ષણ સુત્રરે, થયો શું જટીલજોગી. જા.
અવીદ્યા તારી માત રૂવે છે, રૂવે છે તાહારાં બાળ,
રાણીયો તારી ભડકે બળે છે, તે શીદને કરયા બેહાલરે. મનો.
પુત્ર કલત્ર ને સગા સહોદર, કોઇનો કરયો ન વીચાર,
જેણે કુબ્યો મારા શાણા કુંવર તને, તેનો કાલ આણુ આ વારરે. મ્હ.
સુની પડી તારી મનોમય નગરી, સુના પડયા તારા મેહેલ,
સુની પડી તારી મનોમય શ્રેણી, શી દીઠી તે પ્રાણમાં સેહેલરે. મનો.
વણસાડયુ કુંવર તેં રાજ કારજુ, વણસાડયા તારા લોક,
વણસાડયા તારા બાગબગીચા, શીદને કરાવે અર્જેન શોકરે. મનો.

શ્રી.

# મુકતી માલા.

## જીવરાજ જીવન મુકતી આખ્યાન
### ભાગ પેહેલો.
### અંક ત્રીનો.
### પાત્રજનો.

| | |
|---|---|
| જીવરાજ | અનમય કોશરૂપી દેહનગરીનો રાજા. |
| મનરાજ | જીવરાજનો પુત્ર મનોમય કોશનો અધીપતી. |
| સરસ્વતી | અવિદ્યાની પુર્વપક્ષી વિદ્યા દેવી. |
| સુમતી, સીધ્ધા | સરસ્વતીની સખીયો. |
| અવીદ્યા | સરસ્વતીની પુર્વપક્ષી અવિદ્યા દેવી. |
| કુમતી, અસીધ્ધા, વિપ્રીતભાવના, ભ્રાંતી, ભ્રમણા | અવિદ્યાની સખીયો. |

### પ્રવેશ પેહેલો.

સરસ્વતી. સુમતી. સીધ્ધા

સ્થળ.

સરસ્વતી પ્રતાપવન.

**નાસ્તી પક્ષ તથા સુન્યવાદનું ખંડણ થયા છતાં અવિદ્યા વીગેરે કેડો મુકે નહીં તે વિશે સંવાદ.**

**સુમતી**—સરસ્વતી, તમે કાંઈ સાંભળ્યું ? મનરાજે અવિદ્યાની વિપ્રીતભાવના વીગેરે સખીયોની હાર કર્યા છતાં તેનો તે કેડો મેલતાં નથી.

**સરસ્વતી**—સુમતી, તેમાં આશ્ચર્ય જેવું શું સાંભળ્યું ?

**સીધ્ધા**—આશ્ચર્ય તો ખરૂંજ તો. જેને નાક હોય તેનો એક વખત તિરસ્કાર થયો એટલે તેની સામુ જુવેજ નહીં. આ તો તિરસ્કારથી અધિક આખી શ્રષ્ટી જાણે હેવી રણસંગ્રામમાં હાર થઈ નાસ્તી તથા સુન્યવાદનું ખંડણ તથા અસ્તી પક્ષનું મંડણ થતાં અસ્તીભાતી પ્રીયરૂપ બ્રહ્માત્માની સિદ્ધતા થઇ તે છતાં અવિદ્યા તેના કાલાવાલા તથા ખુશામત કરી રહી છે.

**સુમતી**—સખી સિદ્ધા જેને ટેક હોય તે તો હાવે પ્રસંગે ઢાંકણીમાં પાણી ઘાલી ડુબી મરે. મોહો કેમ બતાવે ?

**સરસ્વતી**—સખીયો તમારા મુખમાં હાવા શબ્દો ઘટતા નથી. નજીવા જેવાં શ્યામ રંગનાં વાદળાં પ્રતાપી સુર્યને ઢાંકવા પોતાનું દાવાદળ એકઠું કરી રેહે છે. પરંતુ તેથી સુર્ય સદા અસ્તમય રેહે નહીં. તે છતાં એ વાદળા ઉપર કોપ કરી તેને ભસ્મ કરવાની જરાએ મનોવ્રતી કરતો નથી. એથી ઉલટું એ વાદલીઓની બાલચેસ્ટા જેવી રચનાઓ જોઇ સુર્ય આનંદમય થાય છે.

**સુમતી**—ખરૂં કહ્યું સખી, મોટા પોતાનો મહીમા મુકે નહી. સમુદ્ર જો ઉછળે તો આ ભુમીને બોલતા શી વાર ? પરંતુ તે પોતાની માઝા મુકતો નથી.

**સીધ્ધા**—સખી સાચું કહ્યું. હીરો પોતાની મેલે પોતાની કિંમત કરતો નથી. કોઇ હેને કાચ કેહે તોએ શું ? અને કોઇ રત્ન કેહે તોએ શું ? જેની જેવી બુદ્ધિ તેવી તેની તુલના કરે છે તોપણ તેની ચિંતા તેને કશીએ હોતી નથી.

**સુમતી**—એ વાત તો ખરી છે. પરંતુ મને એમ લાગે છે કે આ ખાલી પ્રપંચથી મનરાજને પરીમાની શી દેવી. તેમ કરતાં અવિદ્યાનો શું અર્થ સરે એમ છે.

**સરસ્વતી**—જે જેનો જાતી સ્વભાવ હોય તે મુકેજ નહીં. દીપક પ્રગટ થયો નથી, ત્યાંહાંસુધી અંધારીયા ઓરડાનું અંધારૂં ખશે નહીં. સુર્ય ઉગે નહીં ત્યાંહાંસુધી અમાવાસ્યાની રાત્રીનું પ્રબળપણું સઘળું પ્રલય થાય નહીં. તેમ જ્યાંહાંસુધી બ્રહ્મ જ્ઞાનરૂપી સુર્યનો ઉદય થયો નથી. ત્યાંહાંસુધી અવિદ્યા વીગેરેની પીડા ટલવાનીજ નથી. પ્રભાતના પોહોરમાં જ્યારે સુર્યોદય થવાનો હોય છે, ત્યારે તે સુર્યોદય પેહેલા જે પ્રકાશ જણાય છે તે પ્રકાશરૂપ બ્રહ્માત્માના સતચીત આંનંદ વીગુ લક્ષણો મધેથી નાસ્તી તથા સુન્યવાદનું ખંડણ થઇ અસ્તી પક્ષની સિદ્ધતા થએ માત્ર સત લક્ષણને બોધ થયો છે. અથવા બીજી રીતે કહીયે તો સત એટલે અસ્તીપદનોજ માત્ર પ્રકાશ થયો છે. હજુ ભાતીપ્રીય એટલે ચીદાનંદ વીગેરે લક્ષણોનો ઉદય થયો નથી. તે દરમીયાન અવિદ્યા વીગેરેની પીડા કેમ ટલે. પુર્વ દિશામાં જયારે સુર્યનો ઉદય થવાનો હોય છે. તે સુર્યોદય પેહેલા તેજ દિશાએ વાદલાઓની ઘટા વલી વધારે જામી રેહે છે. તેમ આત્મજ્ઞાનરૂપી સુર્યોદય પેહેલાં અવિદ્યાનું લાહો લશકર પોતાનું પ્રબળપણું બતાવે તેમાં નવાઈ જેવું નથી. પરંતુ જયાંહાં નિશ્ચલ આત્મજ્ઞાન થયું, એટલે એ સરવે હેની મેલેજ રૂખસદ લેશે.

**સીધ્ધા**—સખી સાચું કહ્યું. સુર્ય ઉગ્યા એટલે અમાવાસ્યાની રાત્રી રૂખસદ લેવા આ નાકાની કરી શકે નહી. તેમ અંધારીયા ઓરડામાં દીપક પ્રગટ્યા એટલે ઘણા કાળનું અંધારૂ એમ કહી નહી શકે કે મારો ઘણા કાળનો કબજો ભોગવટો છે માટે હું નહીં ખસું.

**સુમતી**—એતો ખરૂં. પણ મનરાજાની પુઠળ આ મધમાખીયો પડી છે, તેથી સુખે તેને નીશ્ચલ આત્મ જ્ઞાનરૂપી રસનો પ્યાલો સીરીતે પીવા દેસે.

**સરસ્વતી**—સખી એ ચીંતા કરમાં. કુમલા વ્રક્ષ ઉપર જ્યારે વરસા રૂતુમાં મેઘ જલનુ દાવાદળ તુટી પડે, તારે આપણને હેવી ચીંતા થાય કે એ બીચારૂ આટલોબધો કેર સીરીતે શહન કરી સકશે. સીત રૂતુમાં જ્યારે તીક્ષણ તાહાડ તેના ઉપર તુટી પડે ત્યારે એ બીચારૂ કુમલુ વ્રક્ષ ટાહાડે ઠરી મરશેતો નહી હેવી ચીંતા થાય. તથા ગ્રીસ્મ રૂતુમાં જ્યારે સુર્યના તીક્ષણ કીરણો તેની આગળ પાછળ તથા ઉપરથી વીટલાઇ વલે તારે તેના તાપની જ્વાલાથી તે ભસ્મ થશે હેવું લાગે છે. પરંતુ તે ચીંતા સર્વે મીથ્યા છે. એથી ઉલટુ તે સંકટોથી એ વ્રક્ષ મજબુત થતુ થતુ મોટુ નીશ્ચલ કદ ધારણ કરે છે. તેમ અવિદ્યાના અનેક પ્રપંચોથી તેનો અર્થ સરવાને બદલે મનરાજનો અર્થ સીધ્ધ થશે. જેમ આ અખીલબ્રહ્માંડના કારણ વીશે જેજે ભીન્ન ભીન્ન મતો છે, તેનુ ખંડણ કરવામાં વિમીતભાવનાના મુખથીજ જગતની ઉતપતીનુ કારણ અવિદ્યા એટલે કેવળ અજ્ઞાનજ છે હેવી કબુલત થઇ ગઈ, એટલુજ નહી પરંતુ ભુતંસર તથા ખગોળનુ બોહોલુ લસ્કર વિમીતભાવનાની મદતે પ્રથમ આવેલુ તે પછી મનરાજના પક્ષમાં ફરી વલ્યુ, અને વિમીતભાવના તથા તેની સખીયોની હાર થઈ, જેમ કોઇ માંણસ પોતેજ પોતાના મસ્તકનું છેદન કરે, તેમ નાસ્તી પક્ષ તથા સુન્ય વાદનુ ખંડણ થઇ ગયુ, તથા અસ્તી પક્ષ સીધ થંતા મનરાજનો જય થઇ તે બ્રહ્મનું પેહેલુ અસ્તી અથવા સત પદ પામ્યો, તેમ અવીદ્યાના સઘળા પ્રપંચ તેનાજ માથામાં વાગવાના છે, તથા સેવટ મનરાજનો જય થશે.

**સુમતી**—વાહાવા. વિમીતભાવનાએતો "લેવા ગઇ પુતને ખોઈ બેઠી ખસમ" ની લોકીક કેવત જેવું કર્યું. તેવી રીતે અવીદ્યા પણ કરેતો પછી એથી રૂડુ સું? અમ્રતથી બીજુ મીઠું સું? પરંતુ સખી સરસ્વતી અવીદ્યાના પ્રપંચ તેનાજ માથામાં સીરીતે વાગશે તે સમજાવોતો ઠીક.

**સરસ્વતી**—સખી હેમાં સમજવાનું સું છે? બહુરૂપી નાના પ્રકારના વેશ ધારણ કરી, હુ વાનર છું, હુ શીંહ છું, હુ અખલા છું, ઇત્યાદી પ્રપંચ કરવો સીરૂ કરે, તેથી તે વાનર, સીંહ, અખલા વીગેરે ધારણ કરેલુ સ્વરૂપ ઠરી જાય નહી. ક્ષણવાર ચીતની ભ્રમણતા કરાવે ખરો, પરંતુ તેતો નટવો બહુ રૂપી છે, હેવું કોઈ જણાવે એટલે તેના પ્રપંચની કસી ભ્રાંતી કોઇને રેહેતી નથી. તેમ અવીદ્યા પોતાના નાના પ્રકારના પ્રપંચથી આ અખીલ બ્રહ્માંડના કારણરૂપ આત્મા અથવા બ્રહ્મ છેજ નહી હેવું કેહેવા જાય તોપણ તે હવે બની શકે એમ નથી, તેથી આત્માંથી જીવ વીગેરે ભીન્ન છે, હેવો ખોટો વે

રા ધારણ કરાવી, હુ કર્તા છું, હુ ભોક્તા છું, હુ બ્રાહ્મણ છું, હુ ક્ષત્રી છું, હુ વૈશ્ય છું, હુ સુદ્ર છું, હુ મનુષ્ય છુ, પશુ છું, ઇત્યાદી રીતે ભ્રમણતામાં મનરાજને નાખવા સારૂ નાના પ્રકારના પ્રયત્ન કરશે ખરી. પરંતુ તેની વિપ્રીત શંકાઓના સમાધાનથી બહુ રૂ પીના ખોટા વેશ જેવા આ સઘલા તેના પ્રપંચ ઠરયા તો તેનાજ માથામાં તે વાગે તે માં નવાઇ નથી. માટે એ અવીદ્યાની ઇંદ્રજાલ પુર્ણ ભસ્મ કરવા ખાતર તથા નીશ્ચલ જ્ઞાન રૂપી સુર્યનો ઉદય કરવા ખાતર અવીદ્યાના પ્રપંચોની પણ જરૂર છે, માટે હે સ ખી તુ તેનો અભાવ સીદને ઇચ્છે છે.?

**સુમતી**—હા. હવે હુ સમજી. અવીદ્યા વીગેરે પુર્વ પક્ષીનુ લાહો લસ્કર છોરહ્યું. હવે મને ખાતરી થઇ કે એજ લસ્કર આપણને સરણે થઇ જશે, એટલે આપણા પો તાના લાહોલસ્કરનો દીમાક કરવાની સી જરૂર છે.?

**સીધ્ધા**—પાંડવ કૌરવોનુ યુદ્ધ થયુ. ત્યારે પાંડવો પાસે કૌરવોના સૈન્ય જેટલુ સૈન્ય હતુ નહી. તોપણ તેનો જય થયો. તેમાતો પાંડવોની અર્થ સાધના હતી. આપણો તો પરમાર્થ પક્ષ છે. તો આપણો જય કેમ નહી થાય. વલી શ્રવણ કર.

## લાવણી.

સો અજબ અતી ચલકાટ, ઘડયો ખુબ ઘાટ, વિશ્વનીમાંહે.
આવ્યા આવ્યા, સરસ્વતી માત, નેત્ર જંખાય,
સો ચંદ્ર તણો પ્રકાશ, રજની તણો રાસ, મુર્ખથી વખાણું.
ભલે પડયા ગ્રહ અનેક, જ્યોતી અલ્પ માનુ.
જોને અવીદ્યા તણા સરદાર,
ભયભીત કરે નરનાર,
ખુબ મ્હાલી સકલ સંસાર,
તે પ્રલય થશે આવાર, ગણોસો બાર, અજબ મહીમાય.
આવ્યા આવ્યા, સરસ્વતી માત, નેત્ર જંખાય.
સો અગનાસ્ત્ર તણો પુર ત્રાસ, બાણુનો રાસ, રણ સંગ્રામે જાણુ.
ભલે પડયા યોદ્ધા અનેક, મચ્છર પરમાણુ.
જેમ રજની તણુ પુર જોર,
અમાવાસે અતી ઘમઘોર,
થાય દીર્ઘ ધરી દીલ દોર,
સુર પ્રલય કરે મારી ઠોર, ચાલે સું જોર, થાય કોણ સાહે.
આવ્યા આવ્યા, સરસ્વતી માત, નેત્ર જંખાય.
સુ અવીદ્યા દળનુ માપ, મોટો પ્રતાપ, જગતની માહે.

જો જતુ છલી ભવપાર, ફર કોણ માહે.
જેમ અદભુત અંધારૂ ભર્યું,
ભયભીત ભોયરૂ કર્યુ,
દાવાનળ દુખ ઘણુ સહુ,
દીપ પ્રગટે પછી સું રહ્યું, અજવાળુ થયુ, ભુતળની માહે.
આવ્યા આવ્યા, સરસ્વતી માત, નેત્ર જંખાય.
સું અંધકાર તણુ હવે જોર, સોરહો દોર, પ્રગટી દીપ જવાલા.
કેમ ભ્રમીત થશે નરનાર, મંદમતી બાલા.
નહી ચાલે કાલની કલા,
સુ સાહીરહે ભીતવલા,
બાર દરવાનો દુબલા,
દીપકર્ણ છે મહા બલા, થયા ઝલઝલાં. મંદીરની માહે.
આવ્યા આવ્યા, સરસ્વતી માત, નેત્ર જંખાય.
મ્હા બલવાન વલી અદભુત, વીદ્યા અખુટ, પર ભોલાય.
ગરગડી જ્ઞાનતણી જોને ગણ, રીપુ રોલાય.
સુખે રમોને રણ સંગ્રામ,
ભરપુર છે શરંજામ,
વીજ્ઞાન તણે રણ ઠાંમ,
નહી રેહેશે અવીદ્યા નામ, ભલુ થશે કામ, ભુવનની માહે.
આવ્યા આવ્યા, સરસ્વતી માત, નેત્ર જંખાય.

---

## પ્રવેસ બીજો.

---

**જીવરાજ. મનરાજ. સરસ્વતી. સુમતી. સીધ્ધા. અવીદ્યા. કુમતી. અસીધ્ધા. ભ્રાંતી. ભ્રમણા. વિપ્રીતભાવના.**

**સ્થળ.**

**બ્રહ્માત્મા સ્વરૂપ લક્ષણ વન.**

**અખીલ બ્રહ્માંડ જેમાંથી ઉતપન્ન થયુ છે તે બ્રહ્માત્માના સ્વરૂપ લક્ષણ વીશે.**

**જીવરાજ**—માતુશ્રો નમન કરૂછું.
**સરસ્વતી**—જીવરાજ કુશલ રોહો.

**મનરાજ**—માતુશ્રી હુ પણ આપણા ચર્ણને પાય લાગુછું.

**સરસ્વતી**—મનરાજ આનંદ કરો. હે પુત્ર તું તપ યગ્નદાનાદીકર્મ કરીને તેંહે તારૂ અંત કર્ણ સુધ ઉજ્વલ કરૂ છે. એટલુજ નહી પરંતુ વૈરાગ વીવેક, સમાદી, ષટસંપતી તથા મુમુક્ષુતાએ ચારે જ્ઞાનના સાધન તેંહે સંપાદન કરયા છે. તેથી તારા ઉપર હુ એટલીતો બધી પ્રસંન થઈ છું કે આજ મારી ધારણા તને બ્રહ્માત્માનુ વાસ્તવીક સ્વરૂપ દરસાવ વાની થઇ છે.

**મનરાજ**—( ઘણોજ આનંદ મય થઇને ) માતુશ્રી લોઢુ પારસમણીને સરણે ગયુ એટલે સુવર્ણ થયા વીના રેહેજ નહી.

**જીવરાજ**—માતુશ્રી અમ્રતનો પ્યાલો આપ વીના કોણ પાય.

**મનરાજ**—માતુશ્રી, આ તમારી દુર્લભ વાંછના જાણી. અવીદ્યા તેનુ લાહો લસ્કર લઇને, આ સુભ કાર્યમાં વીઘ્ન કરવા આવવા લાગ્યા.

**સરસ્વતી**—આવ્યા તો છો આવ્યા, તેને આવવાદે, તથા તારાથી બને તેટલી તેની આગતાસ્વાગતા કર. મારા છતા તારા સુભ કાર્યમાં વીઘ્ન કેમ આવવા દઇસ.

**સુમતી**—મનરાંજ, તુ ચીંતા કરમાં. પુર્વ દીશાએ સુર્ય ઉગે એટલે પછી ચંદ્રમાં તથા તારા મંડલનુ સું ગજુ. તેનો પ્રકાસ કેટલી ક્ષણવાર રેહેવાનો.

**સોદ્ધા**—ખરૂ કહ્યુ સખી. સખી સરસ્વતીના બોધરૂપી બાણ એક છુટયું એટલે અવીદ્યાના લાહોલસ્કર રૂપી પંખેરૂ તુરત ઉડી ગયા વીના કેમ રેંહેસે.!

**જીવરાજ**—આહા. એમ થાયતો પછી મારા આનંદની સીમા સી.?

**સરસ્વતી**—મનરાજ, વીપ્રીતભાવના તથા તેની સખીયો સાથે તારે રણસંગ્રામ થયો તેમાં વિપ્રીતભાવનાના લાહોલસ્કરની હાર થતા નાસ્તી પક્ષ તથા સુન્યવાદનુ ખંડણ થઇ, આ અખીલ બ્રહ્માંડ રૂપી કાર્યનુ કોઇપણ કારણ છે, એટલે એ બ્રહ્માંડ કોઇ પાણ સર્વોતમ તત્વમાંથી ઉતપન્ન થયુ છે, એ રીતેની સીધતા થતા, "અસ્તી" પક્ષનો જય થયો છે. તે જેમ સુર્ય કે ચંદ્રની કલાઓ મધેથી એકાદ કલાના દરશણ થાય તેમ બ્રહ્મના લક્ષણો મધેથી એક "અસ્તી" એટલે "સત." લક્ષણના તને દરશણ થઇ ચુકયા છે. એટલે બ્રહ્મ સત્તાએજ બ્રહ્મમાંથી આ અખીલ બ્રહ્માંડ ઉતપન્ન થયુ છે એ સીધ થઇ ચુકયુ છે. વલી સતપદનો વીશેશ ખુલાસો આજની ચરચામાં થઇ જસે.

**અવીદ્યા**—આ અખીલ બ્રહ્માંડનુ કારણ ધુંડવાને સારૂ ઘણાએ મીથ્યા પ્રયાસ કર્યો તેવો તમારો પ્રયાસ લાગે છે. કેટલાક અન્ન કારણ છે એમ કહી અટકયા. કેટલાક જલ કારણ છે એમ કહી અટકયા. કેટલાકે વલી ત્રણ ભુતોને જગતનુ કારણ કહ્યુ ને અટકયા. કેટલાકોએ પંચભુતો કહયા. કેટલાકે કાલ, કર્મ ને જગતનુ કારણ કહી અટકયા, કેટલાકે પ્રકૃતી પ્રધાનને તથા કેટલાકે પરમાણુઓને કારણ કહી અટકયા. તમે બ્રહ્માત્માને અખીલ બ્રહ્માંડનુ કારણ કહી અટકોછો. એજ બ્રહ્મ ખુદ પોતે કોઇનુ કાર્ય હશેતો.? એટલે

બ્રહ્માંડની માફક બ્રહ્મ પણ કોઇમાંથી ઉતપન્ન થયા હશે તો પછી સું કરવું? તેનુ પણ કોઇ કારણ છે કે નહી, એમ એક પછી બીજાની સોધ કરતા કયાહા પાર આવવા નો. પારને બદલે અંધ પ્રસંગ થશે તેનો સું ખુલાસો કરોછો.!

**સરસ્વતી**—આ અખીલ બ્રહ્માંડ જેમાંથી ઉતપન્ન થયુ છે, તેનાજ આધારે તેની સ્થીતો એટલે નભી રહ્યુ છે. સાથીકે તેની અદભુત સતાસીવાય આ ગગનના ગ્રહોને અ ધર ધારી રાખવા સ્થંભ દીઠામાં આવતા નથી, તથા તેનીજ સતાથી તેનો લય થાયછે, તેવા જે આ અખીલ બ્રહ્માંડની ઉતપતી, સ્થીતો, તથા લયના કારણ રૂપ બ્રહ્મ છે, તે કોઇનુ પણ કાર્ય હોવાનો સંભવ નથી. સાથીકે જેજે કાર્ય હોય છે, તેની ઉતપતી તથા લય પ્રત્યક્ષ દીઠામાં આવેથી જણાય છે કે તે સર્વે આદીઅંત વાલા છે. બ્રહ્મને કદા પી પણ આદીઅંત વાલા મનાયજ નહી.

**કુમતી**—બ્રહ્મનુ આદીઅંતવાલુ સ્વરૂપ માનવામાં સું હરકત?

**સુમતી**—હરકત તો ઘણી છે. બ્રહ્મને આદીઅંત વાલા તમે કેહેતાહોતો તે તમા રૂ આદીઅંત વાલુ કથન પ્રમાણ પુર્વક સીધ કરો, પછી તે દરશાવીસું.

**શાંતી**—આ અખીલ બ્રહ્માંડમાં નાહાના મોટા સ્થુલ સુક્ષમ જેજે પદાર્થો અથવા તત્વ છે, તે સર્વે આદીઅંત વાલા પ્રત્યક્ષ જણાય છે, તેમ બ્રહ્મ પણ આ'સારૂ નહોય તે બતાવવાનુ કામ તમારૂ છે, હમારૂ નથી. માટે તમારૂ આદીઅંત વીનાનુ કથન તમે પ્રથમ સીધ કેમ કરતા નથી.

**શીલ્ધા**—આ બ્રહ્માંડના•નાહાના મોહોટા સ્થુલ સુક્ષમ જેજે પદાર્થો અથવા તત્વ છે તે સર્વે આદીઅંત વાલા હોવાથી અસત કેહેવાય છે. અર્થાત આ અખીલ બ્રહ્માંડ અસ ત છે. તે અસતની ઉતપતી સત અધીષ્ટાન વીના થાય નહી. તેથી આ અખીલ બ્રહ્માંડ જેમાંથી ઉતપન્ન થયુ છે તે "સત" સ્વરૂપ છે. તેના આદીઅંત હોય નહી, એટલુજ નહી પરંતુ તે સત સ્વરૂપનુ કોઈ કારણ પણ હોય નહી. સાથીકે તેનુ જો કારણ હો યતો તે કાર્યથી ભીન સોધવા જતા સતસ્વરૂપ બ્રહ્મથી ભીન કોઇ સીધ થાય એમ નથી, કેમકે બ્રહ્મથી ભીન સર્વ કલ્પીત અસત માયા માત્ર છે, તે કલ્પીતથી સત્ય સ્વરૂપ બ્રહ્મ ની ઉતપતી માનવી એ અત્યંત અસંભવીત છે. કદાચ પોતાથી પોતાની ઉતપતી મા નવામાં આવેતો આતમાશ્રય દોસ થાય. એ ઉભય પ્રકારથી બ્રહ્મની ઉતપતી ન બની સકવાથી બ્રહ્મ કોઇનુ કાર્ય નથી એ સીદ્ધ થાય છે.

**સુમતી**—જો બ્રહ્મનુ સ્વરૂપ આદીઅંત વાલુ હોયતો અમુક કાલે પણ તેની ઉતપતી થઇ એમ થયુ તથા અમુક કાલે તેનો અંત પણ માનવો જોઇએ, તે ઉતપતી પેહેલા તથા અંત પછી આ અખીલ બ્રહ્માંડ કોના આધારે નભ્યુ.

**ક્ષમણા**—તે સમામાં બ્રહ્માંડ પણ નહી હોયતો.!

**સીધ્ધા**—આ બ્રહ્માંડનાં નાહાના મોટા પદાર્થોની ઉતપતી તથા ક્ષયતો જોવામાં આવે છે. પરંતુ એ ઉતપતી ક્ષય રૂપ જગતના પ્રવાહનો અંત કોઇના અનુભવમાં આવેલો જણાતો નથી. તે છતાં પણ તે સમામાં આણ બ્રહ્માંડ પણ નહી હોય. એમ માનીયેતો સું બ્રહ્માંડની ઉતપતીની સાથે બ્રહ્મની ઉતપતી માનવી તથા તેના અંતની સાથે તેનો અંત માનવો કે સું.

**વિપ્રીતભાવના**—તેમ માનવામાં હાની સી છે.?

**સુમતી**—આ બ્રહ્માંડના પદાર્થ આદીઅંત વાલા ક્ષણભંગુર છે, તેમ પરમાત્મા પણ ક્ષણ ભંગુર થાય. ગમે તે કાલે કે ક્ષણે જેનો ભંગ થાય તે ક્ષણભંગુર કેહેવાય. બ્રહ્મને ક્ષણભંગુર માનવામાં હાંસી સીવાય સું આવે.?

**અવીદ્યા**—હાંસી સાશારૂ.?

**સરસ્વતી**—જે ક્ષણભંગુર હોય તેની પોતાની ગમે તે કાલે કે ક્ષણે ઉતપતી પેહેલા તથા અંતપછી તે પોતે હોયજ નહી. એટલુજ નહી પરંતુ તે કયારે ન હોય તે પણ નકી હોય નહી, તેથી અખીલ બ્રહ્માંડની તેમાથી ઉતપતી થવાનો જ્યાંહાં સંભવ નથી તો એ સકલ બ્રહ્માંડના સર્વકાલ આધાર ભુત ઉતપતી સ્થીતી તથા ક્ષયના કારણ સ્વરૂપ પણ હોય નહી. તથા કારણ વીના આ બ્રહ્માંડ કાર્ય પણ ન હોય. તેતો પ્રત્યક્ષ જણાય છે, એટલે તેના કારણ રૂપ બ્રહ્મ આદીઅંત વાળા ક્ષણભંગુર હોવાનો સંભવ નથી. વધારે એટલા શારૂ કે કાર્ય રૂપ બ્રહ્માંડની જ્યાહાં ઉતપતી સ્થીતી તથા પ્રલય માંનવાંમાં આવે ત્યાંહાં તે ઉતપતી સ્થીતી તથા પ્રલયના કારણ રૂપ બ્રહ્મ બ્રહ્માંડની ઉતપતીથી તે પ્રલય પરીઅંત છેજ તેમાંતો કોઇથી સંસય લેવાઇ સકાય એમ નથી. હવે પ્રલય પછી તથા બ્રહ્માંડની ઉતપતી પેહેલા બ્રહ્મ જો હોયનહી તો તે સમામાં સુન્ય હતુ એટલે કાંઇજ નોહોતુ એમ થાય, તે સુન્ય એટલે કાઇજ નોતુ તેમાંથીતો બ્રહ્માંડની ઉતપતી થવાનો સંભવ નથી. તેથી બ્રહ્માંડની પુર્વે તથા પ્રલય પછીના કાલમાં પણ બ્રહ્મ ખરા એ માન્યા વીના ચાલે એમ નથી. અને જ્યારે બ્રહ્માંડની પુર્વે બ્રહ્માંડ કાલમાં તથા બ્રહ્માંડના અંત પછી, એ રીતે ભુત વર્તમાન તથા ભવીસ્ય એ ત્રણે કાલમાં બ્રહ્મછે તો સર્વકાલમાં છે હેવુ સીધ થતા આદીઅંત વીનામા સુદ્ધ સતસ્વરૂપ ચોખી રીતે તથા નીર સંસય સીધ્ધ થાય છે.

**અવીદ્યા**—(આ સાંભલી સ્તબ્ધ થઇ ગઇ તે પછી થોડીવારે) બ્રહ્મ કોઇનુ કાર્ય નથી એટલે "અકાર્ય" છે હેવુ પ્રતીપાદન કરી તેનુ સતસ્વરૂપ સીધ કરો તેમા સી બાહાદુરી કરી.?

**સરસ્વતી**—(હસીને) બ્રહ્માંડની પુર્વે બ્રહ્માંડ કાલમાં તથા બ્રહ્માંડના અંતપછી એ રીતે ભુતવર્તમાન તથા ભવીસ્ય એ ત્રણે કાલમાં બ્રહ્મ છે, હેવુ સીધ્ધ થતા બ્રહ્મ ત્રય કાલ અબાધ સ્વરૂપ છે. તેથી બ્રહ્માત્માનો નાસ સ્વત: અથવા અન્યથી અથવા જ્ઞાનથી

કે અજ્ઞાનથી અથવા કોઇ ઉપાયથી થતો નથી. તથા આત્માનો નાસ થયાનો અનુભવ કરવાવાલો કોઇ સીદ્ધ પણ નથી. તેથી પણ આત્મા "સત" છે એ સીદ્ધ થયુ, એટલુજ નહી પરંતુ આ સ્થાવર જંગમ સ્થુલ સુક્ષ્મ ભુત ભૌતીક બ્રહ્માંડો પરીયંત જેટલુંજગત બ્રહ્માંડ છે, તે સર્વનુ કારણ બ્રહ્મ હોવાથી, એટલે એ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉપજે છે, તથા બ્રહ્મમાંજ સ્થીત છે, તથા બ્રહ્મમાંજ લય થાય છે, તેથી બ્રહ્મ "સર્વયોની છે એપણ સીદ્ધ થયુ.

**મનરાજ**—બ્રહ્મના "સત" લક્ષણ વીશે જરા પણમને શંસય રહ્યો નથી. હવે તેના બીજા પદો વીશે ખુલાશો કરો.

**સુમતી**—બ્રહ્મનુ બીજુ પદ "ચીત" છે. એટલે જડ તત્વ જે અવીદ્યા માને છે તેનાથી વિલક્ષણ સ્વભાવ વાલુ ચૈતન્ય સ્વરૂપ છે.

**અવીદ્યા**—જડ સરૂપ માનવામાં સું હાંની.!

**સરસ્વતી**—જે જડ હોય છે તેનો કોઇપણ પ્રકારનો આકાર હોય છે. સાકાર વસ્તુ એક સ્થલ વ્યાપક હોય છે. તેજો નાહાની વસ્તુ હોયતો નાહાનુ સ્થલ, તથા મોહોટી વસ્તુ હોયતો મોટુ સ્થલ, પરંતુ તેનુ સ્થલ એકજ હોય છે. જે વસ્તુ એક સ્થલ વ્યાપક હોય તે એકજ કાલ વરતી છે. તેનુ હેવીતન ટુંકુ હોય તો સુક્ષમ કાલવરતી કેહેવાય, તથા અધીક હોયતો અધીક કાલવરતી કેહેવાય, તોપણ સુક્ષમ કે અધીક તે માત્ર એકજ કાલ વરતી છે. જે એકજ કાલવરતી હોય તે ક્ષણભંગુર કેહેવાય. ગમે તે કાલે કે ક્ષણે જેનો અંત આવે તેને ક્ષણભંગુર કહીએછઇએ. એ ખુલાસો હમણાંજ કરી ચુકયા છઇએ. બ્રહ્મ ક્ષણભંગુર નથી પરંતુ આદીઅંત વીનાના સત સ્વરૂપી છે, એટલે કે તેની આદી એટલે ઉતપતી તથા અંત એટલે નાસ છેજ નહી, પરંતુ સદાકાલ છે છેને છેજ હેવુ તેનુ સતસ્વરૂપ સીધ્ધ થઈ ચુકયુ છે, માટે તેને જડ સ્વરૂપ મનાય નહી. જ્યારે જડ મનાય નહી ત્યારે ચૈતન્ય સ્વરૂપ માન્યા વીના ચાલેજ નહી. જડથી વિલક્ષણ ચૈતન્ય સીવાય બીજુ સ્વરૂપ છેજ નહી, હોયતો બતાવો.

**અવીદ્યા**—ચૈતન્ય સ્વરૂપ સીરીતે છે.!

**સરસ્વતી**—મન બુધ્ધી ઈંદ્રીયાદી સર્વ જડ વર્ગ જે મનાય છે તેને ચૈતન્યવત કરીને વરતાવે છે, તથા સાક્ષી રૂપ થઇને જાણે છે, તેને ચૈતન્ય કહીએછઇએ. ધ્યાતા ધ્યાન, ધ્યેય, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, પ્રમાતા, પ્રમાણ, પ્રમેય, કર્તા, કરણ, ક્રીયા, રૂપ ત્રીપુટીયો, તથા અધ્યાત્મ, અધીભુત, અધીદેવ, રૂપ જેટલી ત્રીપુટીયો છે, તેને પ્રકાસવાવાલો એટલે જાણવા વાલો જે છે, તેને ચૈતન્ય કહીએ. તેજ ચૈતન્ય સુર્યાદી જ્યોતી આણને પણ પ્રકાસવાવાલો એટલે જાણવા વાલો છે. ચૈતન્યને કોઈપણ પ્રકાસવા એટલે જાણવાને સમર્થ નથી. તે પોતેજ પોતાને જાણે છે. બીજો કોઇપણ તત્વ તેને જાણી શકતો નથી. એવી રીતે બ્રહ્મનુ ચૈતન્ય સ્વરૂપ છે.

**અવીદ્યા**—તેની સીધ્ધતા સી.?

**સરસ્વતી**—આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉતપન થયુ છે, તે વીશે હમણાજ સીધ્ધતા થઇ ચુકી છે. જેમ ઘટ પ્રથ્વીની પ્રતીકામાથી ઉતપન થતા ઘટની પ્રતીકા તે પ્રથ્વીનીજ જાણવામાં આવે છે, તેમ જાગ્રતમાં મન બુધ્ધી ઇંદ્રીયાદીક પ્રત્યક્ષ ચૈતન્યવત ભાસે છે, તે ચૈતન્યતા બ્રહ્મ અથવા આત્માની છે, હેવુ સીધ્ધ જણાય છે. જાગ્રતમાં સુખ દુખ ઇષ્ટ અનિષ્ટ ધર્મ અધર્મનુ જ્ઞાન મન બુધ્ધી વીગેરેને થાય છે, તથા સબ્દાદી વીશયોનુ જ્ઞાન શ્રોત્રાદીક ઇંદ્રીયોથી થાય છે, તેથી તે પ્રત્યક્ષ ચૈતન્યવત ભાસે છે. અખીલ બ્રહ્માંડની સાથે મનબુધ્ધી ઇંદ્રીયાદીક પણ બ્રહ્મમાંથી ઉતપન થયા છે, બ્રહ્મ જો ચૈતન્ય સ્વરૂપ હોય નહીં તો મનબુધ્ધી ઇંદ્રીયાદીકમાં પણ ચૈતન્યતા હોયજ નહી, તેતો પ્રત્યક્ષ જણાય છે, તેથી બ્રહ્મ ચૈત સ્વરૂપ છે, તથા મનબુધ્ધી ઇદ્રીયાદીકમાં જે ચૈતન્ય પ્રતીત થાય છે તે બ્રહ્મની ચૈતન્યતા છે એ સીધ્ધ જણાય છે.

**મનરાજ**—એ પ્રમાણવીશે દ્રષ્ટાંત આપી સીદ્ધાંતનો ખુલાસો કરો તો ઠીક ?

**સરસ્વતી**—કેટલાક દેશમાં જવાલમુખી પર્વત હોય છે. તેના શીખર ઉપરથી અગની ઝરે છે, તે ઉપરથી જાણવામાં આવે છે કે જે ભુમીમાં એ જવાલામુખી પર્વત આવેલો હોય તે ભુમી અથવા સ્થળની ભીતર અગ્ની હોયા વીના શીખર ઉપરથી અગ્ની ઝરેજ નહીં. તેજ રીતે કેટલેક સ્થળે હુના પાણીના કુંડ, ઝરા, અથવા જલાશયો હોયછે, તથા ત્યાંહાં જાત્રા ભરાય છે. તે જાત્રાલુ લોક મધેથી જે પુરૂશો વીચાર સુન્ય હોય છે, તે તે જલાશયોની ઉષ્ણતાનુ કારણ જાણતા નથી. પરંતુ જે વીચારવંત હોય છે, તે જાણે છે કે, એ જલાશયની ભુમી નીચે અગ્નીના અંસવાન ઉશ્ણતાવાલા પદાર્થોના પડો હોવાથી, તે જલાશયના જલમાં જે ઉસ્ણતા આવેલી છે, તે ઉસ્ણતા તે અગ્નીના અંશવાલા પદાર્થોના પડોની છે. અગ્નીના સંયોગ વીનાનુ જલ તો શીતલજ હોય, તે ઉપરથી સાધારણ વીચાર કરવામાં આવે તોપણ જણાય કે એ જલાશયોમાં જે ઉસ્ણતા હોય છે તે જલની નહીં, પરંતુ તે નીચેની ભુમીના કોઇપણ જાતના ઉસ્ણતાવાલા પદાર્થની તે ઉસ્ણતા છે. તેજ રીતે મન બુધ્ધી ઇંદ્રીયાદીકમાં જે ચૈતન્યતા પ્રત્યક્ષ જણાય છે તે ચૈતન્યતા બ્રહ્મની છે, હેવું તત્ત્વવેતા જાણે છે.

**અસીધ્ધા**—મન બુધ્ધી ઇંદ્રીયાદીકમાં તો ચૈતન્ય વેહેવાર પ્રત્યક્ષ જણાય છે. પરંતુ ઘટપટાદીકમાં ચૈતન્ય વેહેવાર બીલકુલ જણાતો નથી તેથી તે જડ સ્વરૂપ મનાય છે. ઘટપટાદી પ્રથ્વીમાંથી, તથા પ્રથ્વીઆદીક અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉત્પન થયાનુ તમે કોહો છો, તો તે જડ વર્ગના કારણરૂપ બ્રહ્મને પણ જડ શા સારૂ માનવા નહીં તેનો ખુલાસો કરો,

**સરસ્વતી**—કાર્યમાં કારણના સર્વ લક્ષણો અનુસ્યુત હોય છે હેવો ન્યમ નથી· મન બુધ્ધી ઇંદ્રીયાદીક જો કે બ્રહ્મમાંથીજ ઉતપન થયા છેએટલુંજ નહીં પરંતુ તમારા

કેહેવા પ્રમાણે તેમાં ચૈતન્ય વેહેવાર પણ પ્રત્યક્ષ જણાય છે, . તોપણ માયાવસીષ્ટ બ્રહ્મ કે જેને મહેશ્વર કેહેવામાં આવે છે તે જેવા સર્વજ્ઞ છે તેમ મન બુધ્ધી ઇંદ્રીયાદીક નથી તેથી મન બુધ્ધી ઇંદ્રીયાદીકમાં ચૈતન્યતા નથી એમ કોઇથી. કેહેવાશે નહીં.

**અવીધા**—મન બુધ્ધી ઇંદ્રીયાદીકમાં તો ચૈતન્યતા પ્રત્યક્ષ જણાય છે. તે વીશેનું વીવેચન પડતું મુકી ઘટપટાદીકનો ખુલાસો કરોને.

**સરસ્વતી**—ઘટ પ્રથ્વીનુ કાર્ય છે, તથા પ્રથ્વી ઘટનુ કારણ છે. પ્રથ્વીમાંથી તો વ નસ્પતી જીવજંતુ આદીક કે જેમાં ચૈતન્ય પ્રત્યક્ષ જણાય છે તે ઉતપન થાય છે. પ રંતુ ઘટમાંથી વનસ્પતી વીગેરે જલ વીગેરેના સંયોગ વીના ઉગવાના નથી, તેથી ઘટ કાર્યમાં કારણ પ્રતીકા અનુસ્યુત નથી હેવું કેહેવાશે નહીં. એ વીગેરે અનેક દ્રષ્ટાંત છે તે ઉપરથી જણાશે કે કારણના સર્વ લક્ષણો કાર્યમાં હોય હેવો ન્યમ ન હોવાથી,-જેને તમે જડ વર્ગ માનો છે તેમાં ચૈતન્ય વેહેવાર નથી, તેથી જેમ ઘટમાં વનસ્પતી ઉગતી ન થી માટે તેમાં તેના કારણરૂપ પ્રથ્વીની પ્રતીકા અનુસ્યુત નથી એમ મનાય નહીં તેમ જડ વર્ગમાં પણ ચૈતન્ય વેહેવાર ન હોવાથી ગરભીત સામાન્ય ચૈતન્ય અનુસ્યુત નથી એમ મના ય નહી. "અસ્તી ભાતી પ્રીય" રૂપ સામાન્ય ચૈતન્ય તેમાં જો અનુસ્યુત હોય નહી તો આ પ્ર થ્વી છે, આ સુર્ય છે, આ ચંદ્ર છે, આઘટ છે, આપટ છે, ઇત્યાદી રીતે તેનામાં અસ્તીત્વ પણું હોયજ નહી. તે તો પ્રત્યક્ષ છે માટે સામાન્ય ચૈતન્ય પણ તેમાં દખીતું અનુસ્યુત છે, વધારે એટલા સારૂ કે સામાન્ય ચૈતન્યના અસ્તી ભાતી પ્રીય લક્ષણો મધેથી અસ્તીત્વ પણું પ્રત્યક્ષ છે એટલુંજ નહી પરંતુ પ્રથ્વી, સુર્ય, ચંદ્ર, ઘટપટાદીક પ્રત્યક્ષ ભાસે છે એટલે ભાતીપણું પણ પ્રત્યક્ષ છે, તે સામાન્ય ચૈતન્ય અનુસ્યુત વીના હોયજ નહીં. વલી એ પ્રથ્વી સુર્ય ચંદ્રાદીક તથા ઘટપટાદીક સર્વને પ્રીય હોય છે તેથી પ્રીયપણું પણ પ્રત્યક્ષ છે. એ રીતે અસ્તીભાતી પ્રીયરૂપ સામાન્ય ચૈતન્ય જડ વર્ગમાં પણ ગરભીત રીતે અનુસ્યુત છે. એ જડ વર્ગમાં ફકત ચૈતન્ય વેહેવાર નથી, તેથી તેમાં સામાન્ય ચૈતન્ય પણ નથી, એમ કોઇ તત્વવેતા માનેજ નહી. તત્વવેતાને ચરઅચર સ્થાવર જંગમ અખીલ વીશ્વ ચૈતન્ય મયજ ભાસે છે.

**મનરાજ**—અરે આ તો અદભુત ખુલાસો થયો, જ્યારે જડ વર્ગમાં પણ સામાન્ય ચૈતન્ય અનુસ્યુત છે, તો બ્રહ્મ ચૈતન્ય સ્વરૂપ હોય તેમાં નવાઇ નથી. અવીધા જેને જડ વર્ગ માને છે તેમા ચૈતન્ય વેહેવાર શાથી નથી તેનો ખુલાસો કૃપા કરીને કરો, તથા મન બુધ્ધીમાં એ વેહેવાર છે તે પણ શાથી તે કોહો ?

**સરસ્વતી**—અવીધા ઘટપટાદીક વીગેરે જેને જડ વર્ગ માને છે, તેમાં ચૈતન્ય અ થવા જ્ઞાન વેહેવાર નથી તે ઉપાધીના ભેદ કરીને નથી, તે વીશે દ્રષ્ટાંત આપી સીધ્ધાંત નો ખુલાસો કરૂં છું. સુર્યના પ્રકાશમાં સામાન્ય અને વીશેશ એ બે પ્રકારનો પ્રકાશ

હોય છે. સુર્યનો સામાન્ય પ્રકાશ સર્વ વસ્તુને સરખી રીતે પ્રકાશે છે. તે સુર્યના તડકામાં સુર્ય કાંતમણી કાચરૂપ ઉપાધી રાખી હોય તો. તેમાં સુર્યના કીર્ણ પડવાથી વીશેશ અગ્ની ઝરી, રૂત્રાણાદીકને સળગાવી, વીશેશ પ્રકાશરૂપ અગનીનો ભડકો પેદા કરે છે. પરંતુ પાશાણ આદીક બીજો કોઈ અસ્વચ્છ પદાર્થ રાખ્યો હોય તો તે દ્વારાએ વીશેશ અગ્ની ઝરતી નથી.

**મનરાજ**—દ્રષ્ટાંત તો ઘણુંજ ઉત્તમ આપ્યું હવે સીધ્ધાંતનો ખુલાસો ઝટ કરો તો ઠીક.

**સરસ્વતી**—સુર્યના પ્રકાશની માફક ઉપાધીના ભેદ કરીને ચૈતન્ય પણ સામાન્ય અને વીષેશ એ બે પ્રકારનુ થાય છે, તોપણ તે બને ભિન્ન સ્વરૂપ નથી. એકજ ચૈતન્ય સરવેને સરખી રીતે પ્રકાશે છે. તોપણ બુધ્ધી મત્વગુણનુ કાર્ય હોવાથી તે સ્વચ્છ છે, તેથી તેમાં ચૈતન્યનુ વીશેશરૂપ પ્રતીબીંબ પડે છે, બીજામાં પડનુ નથી. ઘટપટાદીક તમોગુણના કાર્ય હોવાથી તે બુધ્ધી જેવા સ્વચ્છ નથી, તથા તે આભાશ ગ્રહણ કરવાને યોગ્ય નથી, તેથી તે સર્વેમાં સામાન્ય ચૈતન્યનોજ પ્રકાશ હોય છે. તથા બુધ્ધીમાં સામાન્યરૂપ તથા વીશેશ રૂપ એ બે પ્રકારનો ચૈતન્યનો પ્રકાશ છે. એ રીતે બુધ્ધીમાં બ્વીવીધ પ્રકાશ હોવાથી તેમાં જ્ઞાનનો વ્યવ્હાર થાય છે. તથા ઘટપટાદીકમાં સામાન્ય ચૈતન્યનોજ પ્રકાશ હોવાથી તેમાં જ્ઞાન વેહેવાર નથી. તોપણ સામાન્ય ચૈતન્ય તેમાં અનુસ્યુત હોવાથી તે જડ સ્વરૂપ ખરી રીતે છેજ નહી, તે પણ ચૈતન્ય સ્વરૂપ છે, એવુ સીધ્ધ જણાશે. એ પ્રમાણ વીશે અધીક ખુલાસો પ્રસંગોપાત હવે પછી પરીપુર્ણ રીતે કરીશું.

**જીવરાજ**—વાહવા બ્રહ્મનું બીજું "ચીત" પદ પણ શીધ્ધ થયું. મન બુધ્ધી ઇંદ્રીયાદીકમાં ચૈતન્ય પ્રત્યક્ષ જણાય છે. તે મન બુધ્ધી ઇદ્રીયાદીક પણ બ્રહ્મનું કાર્ય હોવાથી, તેજ ફકત કારણ બ્રહ્મ "ચીત" સ્વરૂપ છે હેતું સાધ્ય કરવાને બસ છે. તે ઉપરાંત બુધ્ધીમાં સામાન્ય તથા વીશેષ ચૈતન્યનો બ્વીવાધ પ્રકારનો પ્રકાસ છે, તથા સામાન્ય ચૈતન્ય સુર્યના પ્રકાસ માફક સર્વગત સ્થીત છે, હેવા ખુલાશાથી જણાય છે કે ઘટ પટાદીક કે જેમાં વીશેશ પ્રકાસ નથી તેમાં પણ સામાન્ય ચૈતન્ય સ્થીત હોવાથી, આ અખીલ બ્રહ્માંડ ચૈતન્ય મય ભાસે છે. જડની પ્રતીતી પણ કલ્પીત મીથ્યા જેવી જણાય છે તો એ અખીલ બ્રહ્માંડ જેમાંથી થયુ તેવા કારણ રૂપ બ્રહ્મ ચીત સ્વરૂપ હોય તેમાં નવાઈ નથી. એ વીશે જરા પણ શંકા રહે નથી માંટે હવે બ્રહ્મના બીજા લક્ષણો સમજાવો.

**અસીધ્ધા**—( પોતાની હાર સમીપ સમજી ) સખીયો સરસ્વતીતો નવરી છે.

**ભ્રમણા**—હવે આપણે ક્યાંહાં સુધી સમુદ્ર મથન કરશું, ચાલો.

**કુમતી**—સમુદ્ર મથન વીના તમને તમારા રત્ન જડશે નહી, માટે આસારૂ કાયર

આઓ.?

**કુમતી**—કાયર કહીસમાં હમે કાયર થઇએ એમ નથી. બ્રહ્મનુ ત્રીજુ પદ સીધ્ધ કરો. જોઉ વારૂ સોરીતે કરોછો-

**ભ્રાંતી**—આપણે એ ત્રીજા પદનુ સુ કામ છે.

**વિપ્રીતભાવના**—જેને તેનુ કામ હોય તે છો માથાફોડ કરયા કરતા. સખીયો હવે ફુરસદ લોતો ઠીક.

**સીધ્ધા**—બ્રહ્મનુ ત્રીજુ પદ "આનંદ" છે. તેની સીધ્ધતાતો કરીલો. તેથી તમને સુખ થશે. સખી સરસ્વતી એ આનંદ પદ સીધ્ધ કરો.

**સરસ્વતી**—"આનંદ" સ્વરૂપ સીધ્ધ સું કરવુ છે. "સત" સ્વરૂપ સીધ્ધ થતાં આનંદ સ્વરૂપ હેની મેલેજ સીધ્ધ થઈ ચુકયુ છે. બ્રહ્મ સુખ રૂપ એટલે આનંદ સ્વરૂપ નથી તો સું દુખ રૂપ છે.? એમ કેમ મનાય? જો દુખરૂપ હોયતો મોટામાં મોટુ જન્મ મરણનુ દુખ તમે માનોછો. તે જન્મમરણનુ દુખ પણ તેને વલગેલુ હોવુ જોઇએ. જયારેજન્મ મરણ માન્યા ત્યારે અનાદી અથવા સત સ્વરૂપ તેનુ ઉડી ગયુ, અને આદી અંત વાલુ ક્ષણભંગુર સ્વરૂપ થયુ. બ્રહ્મ ક્ષણભંગુર નથી, પરંતુ અનાદી સત સ્વરૂપ છે, એ સીધ્ધતા કરી ચુકયા છઇએ. તેનોજ સાથે તેનુ આનંદ સ્વરૂપ પણ સીધ્ધ છે.

**અવીદ્યા**—બ્રહ્મ સુખ રૂપ એટલે આનંદ સ્વરૂપ છે, તેનો અનુભવ કોઇને થતો નથી. સુખનો અનુભવતો બાહ્ય પદાર્થ રૂપ વીશયના સંબધથી થાય છે. તેથી સુખ સ્વરૂપ તો તે પદાર્થ જણાય છે.

**સરસ્વતી**—બાહ્ય પદાર્થ રૂપ વીશય ખરી રીતે સુખ સ્વરૂપ નથી. સુખ સ્વરૂપ તો બ્રહ્મ અથવા આત્માજ છે, તે સુખ સ્વરૂપ આત્માનુજ સુખ બાહ્ય ભાસે છે. તે વીશે સવીસ્તર ખુલાસો હવે પછી પ્રસંગોપત કરાશુ. તે છતા તકરાર ખાતર બાહ્ય પદાર્થ સુખ રૂપ સ્વીકારીએ તોપણ તેમાં જે સુખ રૂપ પણુ પ્રતીત થાય છે તે પણ બ્રહ્મનુજ છે. શાથીકે અખીલ વીશ્વના બાહ્ય પદાર્થ બ્રહ્મમાંથીજ ઉતપન્ન થયા છે હેવુ સીધ્ધ થઈ ચુકયુ છે. તેથી કારણ રૂપ બ્રહ્મ જો સુખ રૂપ હોય નહીં તો તેના કાર્યમાં પણ સુખ રૂપ પણુ ખરૂ કે ખોટુ પ્રતીત થાયેજ નહીં. તે પ્રતીતાતો થાય છે, તેથી જણાય છે કે બાહ્ય પદાર્થોમાં જે સુખ રૂપ પણુ પ્રતીત થાય છે, તેપણ બ્રહ્મનુજ છે.

**મનરાજ**—એ વીશે પણ દ્રષ્ટાંતથી સીધ્ધાંતનો ખુલાશો કરોતો ઠીક.

**સરસ્વતી**—વરશા કાલમાં પ્રથ્વી ઉપર જલની વૃષ્ટી કરવા સારૂ ગગનમાં મેઘ મંડળ ઘેરાઈ રહે છે. તેનુ જલ મીઠુ ખારૂ કે કડવું છે, તેનો વીચાર કરવા કોઈ પુરૂશ બેઠો. તે દરમીયાન તે મેઘમંડળમાંથી કરાં પડવા લાગ્યા. તે સરવેનો સંગ્રહ થઈ શકે નહીં, તેમ સરવેનોસ્વાદ ચખાઇ શકે નહીં, તેથી થોડાએક કરાં ઝીલી જીભ્હા ઉપર મુકયા તે મીઠાં લાગ્યા. તે દરમીયાન વરસાદના ફુંદા પણ પડવા લાગ્યા, તે

માના જેટલા બુંદા ઝીલી લેવાય એટલા ઝીલી તેના રસ ચાખ્યો તે પણ મીંઠો લાગ્યો, તે ઉપરથી તે પુરૂશ સમજી ગયો કે મેઘ મંડળનું જળ મીઠું હોય છે. એટલુંજ નહીં પ રંતુ કરાંમાં તથા વરસાદના બુંદામાં જે મીઠાસ લાગે છે તે મેઘ મંડળના જળનીજ છે. મેઘમંડળનું જળ ખારૂ, ને કરાં કે વરસાદના બુંદ મીઠા એમ હોયજ નહીં. તેજ રી તે બીજા કોઈ પુરૂશે શાકરનો સ્વાદ કેવો હોય છે તે જાણેલું નહીં, તે દરમીયાન શાક રના બનેલાં રમકડાં મધેથી એક રમકડું તેના હાથમાં આવ્યું, તેનો કટકો તેણે જી વ્હા ઉપર મુકયો, તે મીંઠો લાગતાં સમજી ગયો કે શાકર પણ મીઠીજ હોય છે, તથા ર મકડામાં જે મીંઠાસ લાગે છે તે પણ શાકરનીજ છે. તેમ બાહ્ય પદાર્થના વીશયના સં બંધથી જે સુખ પ્રતીત થાય છે, તે સર્વ પદાર્થ બ્રહ્મમાંથી ઉતપન્ન થયા છે, તેથી સમજા ય છે કે બ્રહ્મ સુખરૂપ છે. તથા તે પદાર્થોમાં જે સુખરૂપપણું પ્રતીત થાય છે તે પણ બ્ર હ્મનુંજ છે, હેવું ચોખી રીતે જણાશે.

**જીવરાજ**—વારૂ એ બ્રહ્માનંદનું સુખ કેવું હશે ?

**સરસ્વતી**—બ્રહ્માનંદનું જે સુખ છે. તેની તુલના બાહ્ય પદાર્થોના સંબંધથી જે સુખ મીથ્યા. પ્રતીત થાય છે, તેની સાથે કોઇપણ રીતે થઈ સકે એમ નથી. શાથી કે જેમ શરીર ઉપર એક તલ હોય તેવી રીતે બ્રહ્મના એક દેશમાં માયા અવીદ્યા છે હે વો શાસ્ત્રનો લેખ છે. તે માયાના એક દેશમાં આકાશ, તેના એક દેશમાં વાયુ, તેના એક દેશમાં તેજ, તેના એક દેશમા જલ, તેના એક દેશમાં પ્રથ્વી, તેના એક દેશમાં બ્રહ્માંડ છે. તે બ્રહ્માંડના બાહ્ય પદાર્થોની તુલના જ્યાંહાં બ્રહ્મ સાથે થઈ શક્તી નથી, તો વીશ્વના વીશય સુખ તથા બ્રહ્માનંદના સુખની સરખાવણી તો કયાંહાંથીજ થાય. શાથી કે વીશ્વના સર્વ પદાર્થોનો ભોગ કોઈ ભોગવી શકતુજ નથી. તે વીશ્વ અથવા અ ખીલ બ્રહ્માંડ ખુદ, જેમ શરીર ઉપર એક તલ હોય છે તેવા માયાના દેશમાં પણ કોઇ ગણત્રીમાં નથી, તો તે વીશ્વના પાદાર્થોની તો શી કથાજ કેહેવી રહી. ? તેમાં પણ જે જુજ પદા ર્થોનો ભોગ થતો હોય તેનામાની લીધેલા સુખનુ શું માપ કરવુ રહ્યુ.? તે માની લીધેલુ સુખ પ ણ નીત્ય નથી શાથી કે એ પદાર્થ ના વીશયનુ સુખ જો ખરૂ સુખ હોય, અને તે નીત્ય નભતુ હો ય તો એક વાંચ્છીત પદાર્થ મલી ચુકો છે, તેનુ સુખ બીજા પદાર્થની કામના થાય ત્યારે ભંગ થ વું નજોઇએ, તે તો થાય છે તેથી જણાય છે કે પદાર્થોમાં સુખ નથી. વખતે હોય તોપણ તે ની ત્ય નથી. તથા બ્રહ્માનંદ તો નીત્ય સ્વરૂપ છે. એટલે નીત્ય અનીત્યની સરખાવણી પણ શી રી તે થાય, અરથાંત જેમ સાગરના જળનુ માપ અંજલીથી થાય નહી, તેમ બ્રહ્માનંદ સુખ પણ મન વાણીથી ચીંતન કે કહુ જાતુજ નથી. તેથી શ્રુતી સ્મ્રતીમાં ઠેકાંણે ઠેકાણે કહુ છે કે, બ્રહ્મ એટલે આત્માના એક રતી અથવા લેશમાત્ર આનંદથી સંપુર્ણ વીશ્વ બ્રહ્મા દીસ્તંભ પરીયંત આનંદવાન થઈ રમે છે. તેનો તાતપર્ય એ છે કે રાજાથી બ્રહ્મા પરી

યંત સરવે જે સુખ ભોગવે છે તે સર્વ મલીને બ્રહ્માનંદના એક અણુ લેશ અથવા ર તી માત્રથી ભાન થાય છે. તો બ્રહ્માનંદ સુખ શી રીતે ગણ્યું જાય? શ્રુતી સ્મ્રતીમાં બ્રહ્માનંદના એક અણુ, લેશ, કે રતી માત્ર આનંદથી અખીલ વીશ્વ આનંદવાન થઇ રહ્યાનુ કહુ છે તે પણ બહુ કહુ છે, વીશ્વના પદાર્થોનુ વીશય સુખ તેટલુપણ નથી, અથવા જે સુખ મનાય છે તે ખરૂ સુખ છેજ નહીં, એ વીશે પરી પુર્ણ ખુલાસો હવે પછી મ સંગોપાત કરીશું.

**સીધ્ધા**—સખી સરસ્વતી હવે, બ્રહ્મનુ ચોથુ વીભુ એટલે સર્વ વ્યાપક સ્વરૂપ સ થવુ બાકી છે તે કરી લો.

**વિપ્રિતભાવના**—એ સીધ્ધતાનુ હમારે કસુ પ્રયોજન નથી. (કાયરથઈને) હવે હમા રો છુટકો કરો તો સારૂ. ?

**સુમતી**—તમારો છુટકો તો થઈ રહો, જરા જુવો તો ખરા કે એ સીદ્ધતા સીરીતે થાય છે.

**સરસ્વતી**—પરમાત્માના સત ચીત આનંદ એ ત્રણ પદ મલીને "સચીતાનંદ" સ્વ રૂપ સીધ્ધ થઇચુકુ તે 'વીભુ' એટલે બ્રહ્મ સ્વરૂપજ હોવું જોઇએ, 'વીભુ' એટલે.સર્વવ્યાપ ક જો નહી હોય તો તેને 'બ્રહ્મ' કેહેવાયજ નહી. જે સર્વ વ્યાપક નથી, તે એક સ્થલ વ્યાપક કહેવાય, જે એક સ્થલ વ્યાપક છે, તથા સર્વ વ્યાપક નથી, તે સર્વ કાલ વરતી હો ય નહી, પરંતુ માત્ર એક કાલ વરતી હોય, જે એક કાલ વરતી હોય, તેનો આદીઅંત હરદો હોય છે, અંતે હોયે નહી, તેથી તે ક્ષણભંગુર કહેવાય છે. ગમે તે કાલે કે ક્ષણે જેનો ભંગ થાય તેને ક્ષણ ભંગુર કહીએ છઇએ. બ્રહ્મ ક્ષણભંગુર નથી, પરંતુ સર્વ કા ળ વરતી આદીઅંત વીનાનુ તેનુ અનાદી અથવા ને સતસ્વરૂપ છે, એ સીધ્ધતા આપણે કરી ચુકયા છઇએ, માટે તે સીધ્ધતા સાથે તેનુ સર્વ વ્યાપકપણુ પણ સીધ્ધ છે.

**અસીદ્ધા**—બ્રહ્મકાલ પરી છેદ રહીત છે, હેવુ તમે સીધ્ધ કરૂ, તેથી તે સર્વ વ્યાપક સીધ્ધ કેમ થાય તે સમજાતુ નથી.

**સરસ્વતી**—પરીછેદ ત્રણ પ્રકારના છે, એક કાળ પરીછેદ, બીજો દસ પરીછેદ, તથા ત્રીજો વસ્તુ પરીછેદ, જે સાવયવ વસ્તુહોય, તેમાં એ ત્રણે પરીછેદનો સંભવ છે. નીરઅવ યવમાં સંભવે નહી, સાવયવ વસ્તુ જે હોય છે, તે ક્ષણભંગુર હોય છે. આત્મા ક્ષણભંગુર નથી, તેથી સાવયવ નથી, પરંતુ નીરવયવ છે. તેથી તેમાં એ ત્રણે પરાછેદનો સંભવ ન થી, એ ત્રણ પરીછેદ મધેથી આત્મા અથવા બ્રહ્મકાલ પરીછેદ રહીત છે, એ સીધ્ધતા તે ના સત પદની સીધ્ધતા સાથે થઇ ગઈછે. હવે જેને કાલ પરીછેદ નહોય તેનો દશથી પણ પરીછેદ કેમ સંભવે? તથા જેને દશકાલથી પરીછેદ નહી, તેનો વસ્તુથી પણ પર છેદ હોય નહી હેવો ન્યમ છે. આત્માનો દશથી પણ પરીછેદ નથી, એટલે હેની મેલેજ સર્વ વ્યાપક સીધ્ધ થાય છે.

**સુમતી**—કાલથી કે દેશથી બ્રહ્મનો અંત કોઈ લઇશકે એમ નથી.

**સરસ્વતી**--બ્રહ્મ અનંતાત્મા છે, તેથી આત્માનો અંત લેવા કાંઇ પણ સમર્થ નથી, સાથીકે સર્વરૂપ આત્મા છે. બ્રહ્મામાં બ્રહ્મા, વીશ્નુમા વીશ્નુ, રૂદ્રમાં રૂદ્ર, ઇંદ્રમાં ઇંદ્ર, સુર્યમાં સુર્ય, શશીમાં સશી, આકાશમાં આકાશ, વાયુમાં વાયુ, તેજમાં તેજ, જળમાં જળ, પ્રથ્વીમાં પ્રથ્વી, પણ તેજ આત્મા છે. જેવુ જેવુ ઉપાધીનુ રૂપ છે તેવા થઇને આત્મા ભાસે છે. તેજ રીતે સર્વ દેસ, સર્વ કાલ, સર્વ વસ્તુમાં, એકજ આત્મા છે, તેથી આત્માનો કોઈ પ્રકારથી અંત નથી, તથા આત્માથી ઈતર સર્વ અનાત્માનો અંત છે, તે ઉપનીષદના પ્રમાણથી સીધ્ધ છે, પ્રથમ બ્રહ્માડમાં ચાદ લોકનો પણ અંત કહ્યો છે, તેના આશ્રયરૂપ જે પ્રથ્વી તેનો પણ અંત કહ્યો છે. તથા પ્રથ્વીથી દસગણુ જળ, તેનાથી દસગણુ તેજ, તેનાથી દસગણો વાયુ, તેનાથી દસગણુ આકાસ, તેનાથી દસગણુ મન, તેનાથી દસગણી માયા, એ રીતે સરવેનો અંત ગણી, તે માયા પરમાત્માના કોઈ અંશમાં છે, એવું કહયું છે, તેથી જણાય છે કે બ્રહ્મ અથવા આત્માનો અંત નથી. જે વસ્તુ એક દેશમાં હોય તેનો અંત હોય, પરંતુ આત્માનો દેશથી પરીછેદ નથી એ સીધ્ધકરી ચુકયા છઇએ, એટલે તેનો અંત હોય નહી, એ રીતે આત્મા અનંત સ્વરૂપ હોવાથી, વીભુ એટલે સર્વ વ્યાપક સીધ્ધ થાય છે, એટલે જે કાંઇ સ્થાવર જંગમ ભુત ભોતીક સંગ છે તે સર્વમાં આતમા એક રસ અનુસ્યુત વ્યાપી રહ્યા છે તેથી પણ તત્વ વેતાને ચર અચર સ્થાવર જંગમ અખીલ વીશ્વ ચૈતનમયજ બ્રહ્મ સ્વરૂપ ભાસે છે.

**સીધ્ધા**—જીવરાજ આ અખીલ બ્રહ્માંડ જેમાથી ઉતપન થયું છે, તથા જેનાથી તેની સ્થીતી છે, તથા જેનાથી તેનો લય થાય છે, તે કારણરૂપ બ્રહ્માત્માના સ્વરૂપનુ વરણન કરતાં પાર આવે એમ નથી. એ સ્વરૂપનુ વરણન કરવા આખુ બ્રહ્માંડ સર્વકાલ સુધી મથે તોપણ પુરૂ થાય એમ નથી, તોપણ તેના મુખ્ય જે ચાર પદ અથવા ચતુર ભુજ સ્વરૂપ શારસ્વતીએ કૃપા કરી વરણવેલુ છે તે ચાર "સીચીદાનંદ બ્રહ્મ" લક્ષણોનુ ચીંતન કરશો તો તને જણાસે કે, જેમ ચંદનમાં સીતળતા સુગંધતા તથા કટુકતા, એ ત્રણ લક્ષણ રહ્યા છે, તે મધેથી એક પણ જો નહોય તો ચંદન સીધ્ધ થાય નહી. તેમ, સત, ચીત, આનંદ, બ્રહ્મ, એ પણ આતમાના સ્વરૂપ લક્ષણ છે, તે મધેથી એક પણ જો ન હોય તો બ્રહ્માત્મા સીધ્ધ થાય નહી એ રીતે એ લક્ષણો એક બીજાથી જુદા પડેજ નહી.

**જીવરાજ**—વાહવા માતુશ્રી સરસ્વતી આજ મને કેટલો બધો આનંદ થયો છે આપની કૃપાથી મે પરમાત્માનુ 'સત' 'ચીત' 'આનંદ' 'બ્રહ્મ' એ રીતનુ ચતુરભુજ રૂપ જાણ્યુ તે "સચીતાનંદ બ્રહ્મ" સ્વરૂપના અર્થ પ્રમાણે નીત્ય સ્વયંપ્રકાશ' અખંડાનદ' 'સરવ વ્યાપક' પરમાત્મા બ્રહ્માંડની ઉતપતી પેહેલા તથા બ્રહ્માંડ કાલમાં, તથા તે પછી એ રીતે

ભુત વર્તમાન, તથા ભવીસ્ય સર્વકાલમાં સર્વસ્થળે છે છે ને છે. હેવા જ્ઞાને કરીને મને જે આનંદ થાય છે તેની સી સીમા કહુ ?

**મનરાજ**—હે માહાબલી અવીદ્યા તારા તથા તારી સખીયો કુમતી, અસીધ્ધા, વિપ્રીતભાવના, ભ્રમણા, વીગેરેના ભમાવાથી હું ઘણા ભવ ભમ્યો. હવે કૃપાકરીને રૂડસદલો, ને મને પુર્ણ નિવ્રતીથી મારા પ્રભુ 'સચીતાનંદ બ્રહ્મ' ની આરાધના કરવાદો. હાવો રૂડો સમો વારંવાર મલવાનો નથી.

## ગરબી.

મારા દીલમાં વસો માહારાજ, પ્રેમાનંદ દીલમાં વસો રે,
તારા ચર્ણ સેવે મનરાજ, દયાલા ન દુર ખસોરે. મારા.
સરસ્વતીના પ્રતાપથી, મે તારૂં જાણ્યું રૂપ અનુપ,
અખીલ બ્રહ્માંડ ભમી વલ્યો, તુજ તુલ્ય નહી કોઇ ભુપ. પ્રેમાનંદ.
સત સ્વરૂપીછો પ્રભુ, તુજ નહી આદીન અંત,
સ્થાઇછો સર્વ કાલમાં, કોઇ જાણેરે વીરળા સંત. પ્રેમા
ભુતવર્તમાન ભવીસ્યનુ, મે જાણ્યુ ચક્ર ત્રીકાલ,
કરે સંહાર સકલ સસારનો, ખાલી એક તું દીન દયાલ. પ્રેમા
ભસ્મ ન થાય તું અગ્નીથી, સું સુકાવે તને વાય,
જલનાતે વલી ભારે શા, હેવો અદભુત તુજ મહીમાય. પ્રેમા
જડથી વિલક્ષણ છો તમો, ચૈતન્યં સ્વયંપ્રકાશ,
આપને જાણો જાણો સર્વને, વિચીત્ર રમો રંગ રાસ. પ્રેમા
લેશમાત્ર તુજને નથી, છાનુ વીશ્વની માંહે,
હજારો ચીતવન કરો, કરો કોટી છલ કળનાય. પ્રેમા
દુખ દોહેલા દુર રહ્યા, અખંડાનંદ છો જગરાય,
અલપાનંદમાં માલ સો, ટીપે સાગર કેમ ભરાય. પ્રેમા
રતી એક તુજ આનંદની, તે દીધી સકલ સંસાર,
જન સમુદાય સુખી રહે, તો સુખ સાગરનો સો પાર. પ્રેમા
ગગન પ્રથ્વીને સ્થલ જળ, ઘડુ મંડલને ગ્રામ,
પવન તેજ આકાસમાં, જ્યાં ત્યાં દેખુ તુજ વીશ્રામ. પ્રેમ
સર્વવ્યાપક સ્વરૂપ છો, જેમ પટમાં વ્યાપક સુત,
તુજ આધારે અધર રહુ, જાને ભુબ્રહ્માંડ અદભુત. પ્રેમા
જાણ્યુ જગજીવન તારૂં, આ ચતરૂભુજ સ્વરૂપ,
દરશણ દેયો દામોદર', કાઢો કૃપા કરી ભવ કુપ. પ્રેમ

ચક્ર ભમ્યુ મારૂ જન્મ મરણનુ, અવીદ્યાને સંગ,
ભાંગોને ભલા ભુદરા, ભકત વત્સલ રાખી ઉમંગ. પ્રેમા
સચીતાનંદ બ્રહ્મના, દરશણનો અભીલાશ,
રાખુ સદાનીજ પ્રાણીયો, પુરો પ્રેમ ભકતીની પ્યાસ.

## પ્રવેશ ત્રીજો.

### જીવરાજ મનરાજ સરસ્વતી સુમતી સીધ્ધા

### સ્થળ.

### બ્રહ્મ સ્વરૂપ અંતર ભુતલક્ષણ વન

### બ્રહ્મના શચીતાનંદ લક્ષણોની અંતર

### ભુત જે લક્ષણો રહ્યા છે તે વિશે સંક્ષેપ શંવાદ.

**સરસ્વતી**—સુમતીતું અવીદ્યા તથા તેની સખીયોના અભાવને ચાહાતી હતી, તે રણસંગ્રામમાં આવ્યા ન હોતતો તેનો ફરીને પુર્ણ પરાજય થઇ મનરાજને જેવુ પરમાત્માના સચીતાનંદ બ્રહ્મ સ્વરૂપ લક્ષણોનુ પરોક્ષ જ્ઞાન થયુ તેવુ દ્રઢજ્ઞાન થાત નહી.

**સુમતી**—સરસ્વતી, અવીદ્યા વીગેરે રણસંગ્રામમાં પધાર્યા એ ઠીક થયુ. જેમ અગ્નાસ્ત્રનો અવાજ થએથી વ્રક્ષ ઉપરના પક્ષીઓ ઉડી જાય છે, તથા જેમ પાનખર રૂતુ આવેથી વ્રક્ષના પાંદડા ખરખર થઇ ખરી જાય છે, તેમ જીવરાજના નગરમાથી અવીદ્યાતથા તેની સખીયોના ટોલા ભાગી ગયા.

**સીધ્ધા**—સુમતી તેહે પાનખર રૂતુનો અલંકાર ઠીક વાપરયો નહી, સાથી કે એ રૂતુ વીતીગઇ એટલે વ્રક્ષને પાછા પાંદડા આવે છે, તેમ આપણે દુરખસ્યાં એટલે તુરત અવીદ્યા વીગેરેના ટોલા જીવરાજના નગરમાં પાછા ભરાશે.

**સુમતી**—તેમાં તાજુબ જેવું સું છે.? પંખેરૂ પોતાના વ્રક્ષ ઉપરના માલા છોડીકયાંહાં જાય.? અગ્નાસ્ત્રના અવાજથી ઉડીજઇ પાછા વ્રક્ષ ઉપર બેસવાના, અધર ગગનમાં કયાંહાંસુધી પાંખો પછાડે.

**સીદધા**—સુમતી સાચુ કહ્યું. જન્મો જન્મનો અધ્યાસ તે એકદમ કેમ તુટે, આપણે હવે કોટકાંગરા હેવી રીતે ઘેરી લેવા કે એ અવિદ્યા અતી જોર કરે નહી.

**સરસ્વતી**—વલી પાછા તમે હાવા વીચાર શાશારૂ કરતા હસો? કોટકાંગરા ઘેરવાનુ સુ પ્રયોજન છે.? છોને સર્વે દરવાજા મોકલા રહ્ય.

**સીદ્ધા**—ખરે હું ભુલી, સખી તારો મહીમાં કયાંહાં ઓછો છે. કોટકાંગરા ઘેરી લી ઘેથી તથા દરવાજા બંધ કરેથી તેને રોકવા એ કાંઇ અધીક વાત નથી. તારા અદભુત તેજ સામુ નજર પણ કરી સકે નહી તેમાં આપણો મહીમાં, તે છતા એ અવિદ્યા વી ગેરેનુ લસ્કર પાછુ મનરાજના નગરમાં આવે તો છો આવતુ, તેનાથી હવે હમે દરીએ એમ નથી. આપણે ત્યાંહા પણ રણસંગ્રામની ખોટ કયાંહાં છે. તેમાં વલી વિદ્યા રૂપી તારો ખજાનો કોઈ કાલે ખુટે એમ નથી.

**સુમતી**—એતો ઠીક, પરંતુ અવિદ્યા તથા તેની સખીયો આજ કેમ પધારયા ન હી હોય.?

**મનરાજ**—સરસ્વતી દેવીના બ્રહ્મજ્ઞાન રૂપી બોધના બાણોના ધા રણસંગ્રામમાં થોડા વાગ્યા નથી, તેથી તે જે ઘાયલ થઈ પડયા છે તેના તે મલમ પટા કરે કે તમા રી સામુ પાછો રણસંગ્રામ મચાવવા આવે. ઘાએલ થએલા પાછા લડવા આવે તો ત મે તેને જીવતા પણ જવાદો નહી.

**જીવરાજ**—હુ જીવરાજ તો સર્વને અધિકમાં અધિક વાહાલો છું. જાણી જોઇને પ્રા ણ ખોવા કોઈ આવેજ નહી.

**સરસ્વતી**—જીવરાજ, મનરાજ, હવે તમને બ્રહ્મજ્ઞાનનો મદ ચડવા લાગ્યો ખરો. અવિદ્યા તથા તેની સખીયોના સ્થુલ સરીરો નથી, એટલે ઘાહેલ થાયજ નહી. એ આજ નથી પધારયા તેને ભેદ જુદોજ છે.

**મનરાજ**—તેનો કૃપા કરીને ખુલાસો કરો.

**સરસ્વતી**—માહા અદભુત રણસંગ્રામમાં કોઇ પ્રથ્વીપતી રાજાની હાર થઈ, અને તે નાઠો, તેને શારૂ તેનો આખો દેશ તથા રાજધાનીના બારે દરવાજા મોકલા રાખી ચે તોપણ મારા દેશનો વીસ્તાર આટલોબધો હતો, મારે આટલા પ્રાંતો તથા શેહેરોગ્રા મ આદીક હતા, મારા ખજાનામાં આટલુ ધન હતુ, મારા તોશાખાનામાં આટલુ જવે રાત હતું, તે માહારા મેહેલમાં અમુક ઠેકાણે રાખેલુ હતુ, એ વીગેરેની સર્વ માહીતી જે પ્રથ્વીપતી રાજાએ જીત કરેલા હોય તેને આપવા, તથા ખજાના, તોશાખાના, તથા દફતરખાના વીગેરેની કુંચીયાં આપવા શારૂ તે પાછો આવતો નથી. તે કુંચીયોની ખોલ તથા નમલે તો તાલા તોડવાનુ કામ તે જીતનારનેજ કરવુ પડે છે. તેમ આ અવિદ્યાએ જે બ્રહ્મ સ્વરૂપને અદભુત આવરણ કરેલુ તે આ બ્રહ્મ ચરચારૂપી રણસંગ્રામમાં અવિદ્યા વીગેરેની હાર થઇ તુટયું, એટલુજ નહી પરંતુ પરમાત્માના સચીદાનંદ બ્રહ્મ લક્ષણોન પ્રાપ્તી થઈ ગઇ. તે દરેક પદની અંતરભુત જે બીજા લક્ષણો રહ્યા છે તે રૂપી ધન જવાહેર વીગેરેનો પત્તો સવાંદ કરવા આવી અવિદ્યા વીગેરે બતાવીદે એ આશા રાખ વી નીરઅર્થક છે. તેની કુંચીયો મેલવીને અથવા તાલાં તોડી એ અંતરભુત લક્ષણો

રૂપી માહા અમુલ્ય ધન જવાહીર દેશ રાજરયાસત વીગેરેનો કબજો ભોગવટો કરી લે વો એ આપણુંજ કામ છે.

**મનરાજ**—ધર્મશુધના પ્રસંગે પ્રસંગે એ વાતનો અંગીકાર કરયા વીના છુટકો ન થી તથી પરમાત્માના શત ચીત, આનંદ, બ્રહ્મ, એ ચાર સ્વરૂપ લક્ષણોની અંતરભુત જેટલા લક્ષણો રહ્યા હોય તેનો આપજ કૃપા કરી ખુલાશો કરો.

**સરસ્વતી**—પરમાત્માના સત, ચીત, આનંદ, બ્રહ્મ, એ ચાર મોટા સ્વરૂપ લક્ષણો છે. તેની અંતરભુત જે લક્ષણો રહ્યા છે, તે બે પ્રકારના છે. એકતો વીધેય તથા બીજા નીશેધ લક્ષણ.

**જીવરાજ**—ઠીક ત્યારે, પરમાત્માના "સત" પદની અંતરભુત વીધેય તથા નીશેધ લક્ષણો જે હોય તે કૃપા કરી કહો.

**સરસ્વતી**—"સત" પદના અંતરભુત વીધેય લક્ષણોમાં સર્પજોની કુટસ્થ વીગેરે છે, તથા નીશેધ લક્ષણોમાં અખંડ, અજન્મા, અજાત, અક્ષર, અમ્રત, અવીનાસી, નીરવીકાર, અવ્યય, અચલ અકાર્ય અથવા અક્રીય વીગેરે છે.

**મનરાજ**—હવે "ચીત" પદની અંતરભુત વીધેય તથા નીશેધ લક્ષણો કહો.

**સરસ્વતી**—"ચીત" પદની અંતરભુત વીધેય લક્ષણોમાં સાક્ષી, દ્રષ્ટા, ઉપદ્રષ્ટા, અત્યુજવલ, સ્વયંપ્રકાસ, તથા નીશેધ લક્ષણોમાં અવ્યક્તાદી છે,

**જીવરાજ**—વાહાવા, હવે "આનંદ પદની અંતરભુત લક્ષણો જાણ્યાથી તો આપણા આનંદની સીમાં કાંઇ રેહેશેજ નહી, માટે તે પદના પણ વીધેય તથા નીશેધ લક્ષણો કહો.

**સરસ્વતી**—"આનંદ" પદની અંતરભુત વીધેય લક્ષણોમાં સત્યાનંદ, નીત્યાનંદ અખંડાનંદ, ચીતાનંદ, જ્ઞાનાનંદ, પરમાનંદ, પુરણાનંદ, મુક્તાનંદ, તથા નીશેધ લક્ષણોમાં નીરીહી, અકર્તા, અભોક્તા વીગરે છે.

**મનરાજ**—હે માતુશ્રી સરસ્વતી, આ પરમાત્માના અંતરભુત લક્ષણો જાણીને તો મારો આનંદ સાગર ઉછલવા લાગ્યો છે. હવે તે પોતાની માઝામાં રહી શકે એમ નથી. હવે વીભુ બ્રહ્મની અંતરભુત જે વીધેય તથા નીશેધ લક્ષણો હોય તે કોહો.

**સરસ્વતી**—"વીભુ બ્રહ્મ" પદની અંતરભુત વીધેય લક્ષણોમાં, એક, પરીપુર્ણ વીગેરે તથા નીશેધ લક્ષણોમાં, નીરાકાર, નીષ્કલ, નીરામય, અનંત, અસંગ, અદ્વૈત એ વીગેરે છે. આ ચારે પદના અંતરભુત લક્ષણોનો અનુભવ કરવા જઇશું, તે વખત અવીદ્યા અથવા તેની સખીઓ આડા આવ્યા વીના નહી રેહે, તે વખતે એટલે બ્રહ્માત્માના અપરોક્ષ જ્ઞાનની ચરચા વખતે જે સંવાદ થશે તે વખતે હવે પછી પ્રસંગોપાત એ અંતરભુત લક્ષણો વીશે પણ સવીસ્તર ખુલાસો થઈ જશે.

**મનરાજ**—હે માહાદેવી માતુશ્રી, એ સચીદાનંદ બ્રહ્મના અંતરભુત લક્ષણો વીષે હવે પછી અધીક સવીસ્તર ખુલાસો પ્રસંગોપાત થાઓ અથવા ન થાઓ તો પણ આ વખત સંક્ષેપમાં જે અંતરભુત લક્ષણો મે જાણ્યાં તે ઉપરથી હું બ્રહ્મ સ્વરૂપ સમજી જઇ મને જે આનંદ થાય છે. તે કેહેવા મારા વાણી સમર્થ નથી બ્રહ્મામાં બ્રહ્મા, વિષ્નુમાં વિષ્નુ, રૂદ્રમાં રૂદ્ર, ઇશ્વિરમાં ઇશ્વિર સ્વરૂપે પણ એજ બ્રહ્મ બીરાજે છે, હેવું મને દીસે છે તેનો હવે પછીના સવાદમાં પ્રસંગોપાત આપજ ખુલાસો કરશો. હેવા સચીદાનંદ બ્રહ્મના જેટલા ગુણ ગાઉ તેટલા ઓછા છે. ખરેખર આ બ્રહ્મ ચરચારૂપી રણસંગ્રામ પણ અદભુત થઇ ગયો, તે વીશે તથા બ્રહ્મ સ્વરૂપ વીશે મને બે વચન કૃપા કરી કેહેવા દઇ મારા સચીદાનંદ પ્રભુનું ધ્યાન ધરવા દો.

## રાગ હોરી.

રણસંગ્રામ ભયો જોને ભારી, પામ્યો સચીતાનંદ મોરારી.
અવિદ્યા દલ સંહાર થયું જોને, સત સ્વરૂપ રહ્યું છે પ્રકાશી,
અચલ કુટસ્થ સર્વયોની અકાર્ય, અખંડ અક્ષર અવિનાશી,
અજન્મા અગ્રત નીવાસી. રણસંગ્રામ ભયો જોને ભારી.
અક્રીય અક્ષય ને અવ્યય રૂપ, નિરવિકાર નારાયણ નીરખી,
ભુત વર્તમાન ભાવીસર્વે કાલે, પરમાત્મા પ્રભુ પરખો,
રેહોછું નીરાદીન હરખી. રણસંગ્રામ ભયો જોને ભારી.
ચીત સ્વરૂપ છે દ્રષ્ટા ઉપદ્રષ્ટા, સાક્ષી પદ રહે ધારી,
સ્વયંપ્રકાશ ની શોભા શુ કહું, અતીઉજ્વલ રૂપ છે જારી,
અવ્યકત પદ જયકારી. રણસંગ્રામ ભયો જોને ભારી.
સુર્ય અને વલી ચંદ્રાદીક જયોતી, સ્થુલ શ્રષ્ટી પ્રકાશે ખાસી,
આત્મ પ્રકાશ ન કરતા સમર્થ, ગ્રહમંડળ તારા રાસી,
સ્વયંજોતી રહે ખુદ ખુદને પ્રકાશી. રણ સંગ્રામ ભયો જોને ભારી.
બ્રહ્માનંદ પદ છે નીત્યાનંદ, સત્યાનંદ સુખકારી,
અખંડાનંદ ચીતાનંદ જાણી, જ્ઞાનાનંદ દીલ ઠારી,
પામ્યો પરમાનંદ વીચારી. રણસંગ્રામ ભયો જોને ભારી.
પુરણાનંદ મુકતાનંદ માધવ, રહોછું નીરીહી રૂપને ઝાલી,
અભોક્તા ને વલી અકર્તા આત્મા, રાગ દવેશ દુઃખને ટાલી,
સુખ સાગર રહે માહાલી. રણસંગ્રામ ભયો જોને ભારી.
વીભુ બ્રહ્મ એક પરીપુર્ણ જાણુ, નીરાકાર નિષ્કલ સચરારી,
નીરામયને અસંગ અનંત, અદવૈત અલક્ષ જગારી,

ઉતરને અદભુત ભવપારી. રણસંગ્રામ ભયો જોને ભારી.
સર્વે વ્યાપક જ્યાં છે મારો સ્વામી, કોણ વસ્તુ દેશ રહે ખાલી,
બ્રહ્મા વિષ્નુ ને રૂદ્રમાં રૂદ્ર, ઇશ્વિરમાં ઇશ્વિર રૂપ ભાલી,
રેહેજો સદા બ્રહ્મ નિહાલી. રણસંગ્રામ ભયો જોને ભારી.

( મનરાજ શચીદાનંદ બ્રહ્મના ધ્યાનમાં હેવો તો લીન થઈ ગયો કે તેને બ્રહ્મ શીવાય બીજા કશાનું ભાન રહયું નહીં. )



## પ્રવેશ ચોથો.

**અવીદ્યા. કુમતી. અસીધ્ધા.**

**સ્થળ.**

### મનોમય મુરછીત વન.

### મનરાજને મુરછીત થયો જાણી અવીદયા' વીગેરેના ચરિત્ર.

**અવીદ્યા**—( મનરાજ બ્રહ્માનંદમાં લીન થતા તેને મુરછીત થએલો જાણી ) શીવ, શીવ, સીવ, ઓ પ્રભુ, મને જે શંકાના ભણકારા વાગતા હતા, તે આગલ આવ્યા. મારી વેરણ સરસ્વતીએ મારા પુત્ર મનરાજની પુઠલ પડીને આખર તેનો પ્રાણ લીધો. શીવ, શીવ, શીવ, હે રામ.

**કુમતી**—સખી, અવીદ્યા, તું કયાંહા સુધી કલ્પાંત કરીશ. જે થવા કાલ હતું તે થયું, તેનો સો સોચ કરવો. વેરણ વીધાતાએ મનરાજનુ આયુષ્ય અલ્પ કર્યું, ત્યાંહા તું બીજા કોઇને શુ દોશ દે છે.

**અવીદ્યા**—શીવ, શીવ, શીવ, ઓ રામ, ફરસુ રામ, મોટી ઉમેદ મારા પુત્ર મનરાજને નાહાનેથી મોટો કર્યો. મે નાના પ્રકારના કષ્ટ વેઠયાં, આખર કાંઇએ મારૂ કહેલુ કામ આવ્યુ નહીં. મારી અદભુત આશારૂપી વાડી, સરસ્વતીએ ખેદાન મેદાન કરી તે તો મને દુખ ઓછુ નથી. તે ઉપરાંત મારા પુત્ર મનરાજનો આ બાલ્યાવસ્થામાંજ અંત આણ્યો. એ થોડો ગજબ, થોડો કેહેર. ઓ દૈવ તને પણ દયા નથી કે શું ? તે આ શુ કર્યું ? શીવ, શીવ, શીવ, ઓ નાથ હર, હર.

**અસીધ્ધા**—સખી અવીદ્યા, મનરાજના પુરવા ભવના પુન્ય થોડા, ત્યાંહાં તુ શુ ક

રે. નહી તો હાવુ અલ્પ આયુષ્ય હોય નહીં. તોપણ સખી બાલ્યાવસ્થામાં પણ તારા પુત્રે તેજ પ્રકાશવામાં બાકી રાખી નહી હતી. હોયસ્તો સીંહના બચાં તો કાશ્માંજ હોય તેમાં શી નવાઇ વારૂ ?

**કુમતી**—સખી અસીધ્ધા, પ્રભુએ જો એ બાળકને દીરધાયુષ્ય દીધુ હોતતો હેનુ પ્રબળપણુ કેટલુ વધેત તે પણ કહી શકાતુ નથી. પોતાની બાલ્યાવસ્થામાં પણ પોતાના પીતા જીવરાજની રાજ રયાસતનુ કામ ઉઠાવી લીધેલુ, એટલુજ નહી પરંતુ અનમય કોશરૂપી દેહનગરીનો અદભુત નાયક બનેલો, તેથી પણ તેને સંતોશ ન થતાં તેણે પોતાની મનોમય શ્રષ્ટી એટલી બધી તો વધારેલી કે તેનો ચીતાર ચીતરવાને કોઇપણ ચીતારો સમર્થ નથી. એટલુજ નહી પરંતુ આકાશ, પાતાલ પ્રથ્વી ગગનનુ બ્રહ્મંડલ તથા તારા મંડલ મધે જ્યાંહાં જ્યાંહાં હેને પોતાની નજર ફેરવવાની વાંછના થતી તે અદભુત પ્રવાસ તે ક્ષણમાં કરી પાછો ફરી વલતો, હેવા અદભુત ગતીવાલા પુરૂષનુ દીર્ધાયુષ્ય હોત તો પછી શો બાકી રેહેત.

**અવીદ્યા**—સખી કુમતી આ તારા વરણનથી મારા દીલમાં અધીક જવાલાઓ ઉઠવા લાગી છે. એક દીન હુ એવી કલ્પનાઓ કરતી હતી કે મારો કુંવર મોટો થઇને પોતાની મનોમય શ્રષ્ટીનુ રાજ એટલુ બધુ વધારશે કે, ચંદ્ર સુર્ય હેના દ્વાર પાલ થઇને રેહેસે, તથા રોહીણી સુનાને બેડે હેના મંદીરમાં જલ ભરસે, મેરૂપરવત હેના ત્રાસથી ધ્રુજશે, તથા આખો માહાસાગર પોતાની મનોહર રંગ પીચકારીમાં એક ક્ષણમાં ભરશે. હેવા ચક્ર વ્રતી રાજાને ધન દોલત તથા મનોહર રાણીઓના • વીલાસની તો શી ખોટ હોય ? એ કલ્પનાઓ મારી સઘલી કામ ન આવી. ને આજ હું મા હારી દુખદાએક ચક્ષુઓથી એ મારા કુંવરને કાલના ફાંસામાં આવેલો જોઉં છું, એ શુ મને થોડુ દુઃખ, આ શો થોડો ગજબ. ઓ દૈવ તેહેં આ શું કર્યું? જરાએ દયા દીલ ધરી નહી. શીવ. શીવ. શીવ. પ્રભુ. ઓ દૈવ.

**અસીધ્ધા**—સખી અવિદ્યા, ઘેલી થઈ કે શુ ? પ્રગલાના સીંગડાથી મેરૂ પરવત ભેદાયજ નહીં. સસલાથી સીંહ નાસેજ નહી. તેમ સરસ્વતી તારા • બળવાન પુત્રનો કાલ શુઆણશે ? જોને એ તો મુરછીત થએલો જણાય છે. ચીરંજીવીને કોણ મારી શકે.

**અવીદ્યા**—હાસ, સખી શું કહ્યું, ફરીને કેહેને. હાસ, તારા મોહોમાં સાકર, અણી ચુકયો સો વરશ જીવે, હેના હાડ કુશળ છે તો હુ મારા તમામ મનોરથ પુરાં કરી શકીશ. સરસ્વતીનુ ચાલવા દઇશ નહી.

**કુમતી**—સખી અવિદ્યા, આપણે ખાલી કલપાંત કરી આ કાયારૂપી કોટ ધ્રુજાવ્યો. સખી અસીધ્ધા ખરૂ કેહે છે. હજુ તારો પુત્ર મનરાજ અખ્યાત બેઠો છે, જ્યાંહાંસુધી આ કાયા નગર ખીલી રહ્યું છે. ત્યાંહાંસુધી કોહોની તાગાત છે કે એ મનરાજનો એક વાળ કોઇપણ વાંકો વાળી શકે.

**અસીધ્ધા**—ખાલી આપણે ભ્રમણતામાં ભમ્યા, જ્યાંહાં સુધી આ અખીલ બ્રહ્માંડ ખીલી રેહે ત્યાંહાંસુધી તેને પ્રકાશવાને વાસ્તે સુર્ય હોયેજ. તેનો નાશ કરવાને કોઇપણ સમર્થ નથી. તેમ આ કાયા પીંડરૂપી બ્રહ્માંડ ભભકી રહ્યું છે, ત્યાંહાં કોની મગદુર

જે કે, તેના સુધી મનરાજનો કોઇપણ અસ્ત કરી શકે.

**અવીધા**—આપણુ અમલાઓનું તીર સમો કોમલ ખરૂં. આપણા કેસનો લટા રૂપ ર જરા નાહાનુ જલબીંદુ પડે એટલે મેઘદલ તુટી પડયા જેવું લાગે, તેમાં વલી મનરાજ મોહોન્તેયો કુંવર, તેના પુઠલ સરસ્વતી પડી, એટલે મારો જીવ અધીરો થાય તેમાં નવાઈ નથી.

**અવીધા**—સખી સાચુ કહ્યું, હુંમે તમને તમારૂ રત્ન સોપ્યું. પાછુ ગુમાવસોમાં, ઘુટારાના ટોલા અહીંતહીં ભમે છે એની સમે ખારાક છે. કલી હલાહલ પ્રગટયો છે. ખરી કાલજીથી હવે હેને સંભાલજો. વધુ શાણાને સું કેહવું.?

**અવીધા**—હવે પાછો હાથમાં આવેલો હીરો કેમ ગુમાવીસ. હુ હેની સંભાલ તથા આલપંપાલ કરવામાં હવે જરાએ મણા નહી રાખુ એમ નીશ્ચીત સમજવુ, વલી શાભળ.

## લાવણી.

( અધબીચ મોહોબત તોડી, બેદરદી દીવાના. એ રાગ )

રણબીચ રંગે સુ ગાલો, મારા કુંવર કોડાલા,
મારે અંગે કરાસું હોલી, કરયા ચાર્ણુ ખોડીલા રણ.
હું કેહેવાઉં જનેતા તારી, લખ્યા લેખ વાધાના,
મુજ તુલ્ય અવર નહી કોઈ, તારા સુખની દાતા. રણ.
મોહી મનહર મસરૂ લીધો, સીવી મેહે સુખરૂપ ઝેલો,
સુભ ગાતી તાણી હોર દોરી, હાલરડા દીલ ખોલી. રણ.
તુ જારે જરા મનરોતો, થાતું ખાખ કલેજુ મેરૂ,
નાના વીધના કરીને પ્રયાસ, છાની રાખુ તને છોરૂ. રણ.
એમ કરતાં કીધો તને મોટો, દુઃખ વેઠી તન અનેક,
ભરપુર કરયા તુજકોડ, ભુવનમાં ધરી ભેખ. રણ.
તને સોપી અનુપમ નગરી, અનમયનો રાજ કેવાયો,
સકલ મનોમય શ્રષ્ટીમાં, તારો અમલ ગવાયો. રણ.
નહી ધન દોલતની ખામી, ભરપુર ભરયો ભંડાર,
સુખરૂપ મનોમય મેહેલતે, સુભ માહાલ્યો સંસાર. રણ.
તારા લગ્ન કરી અદભુત, પરણાવી પ્રવૃતા રાણી,
તે માણ્યો રંગ વીલાસ, અતી સુખરૂપ સદા જાણી. રણ.
તે સર્વે તજયા કેમ આજે, ભ્રમીત થઇ તુ બાલા,
મારા અગણીત ગુણ વીસારયા, મને પ્રગટી તન જવાલા. રણ.
હુ કહી પેરે સુધ્ધી રાખું, હું અંધીની તું આંખ,
કર ગ્રહું કહી લાકડી, કોણટાલે મુજ ઝાંખ. રણ.
અગણીત પડયા તારા ભોગો, સીજાણી કુવર તે ખામી,
કહી પેરે અદભુત ભારમાં, સુખશાંતી તે તન પામી. રણ.

શ્રી

# મુકતી માલા

## જીવરાજ જીવન મુકતી આખ્યાન

### ભાગ પેહેલો.

### અંક ચોથો.

### પાત્રજનો

જીવરાજ અનમય કોશરૂપી દેહ નગરીનો રાજા
મનરાજ જીવરાજનો પુત્ર મનોમય કોશનો અધીપતી
સરસ્વતી અવિદ્યાની પુર્વ પક્ષી વિદ્યા દેવી.
સુમતી, સીધ્ધા — સરસ્વતીની સખીયો
અવીદ્યા સરસ્વતીની પુર્વ પક્ષી અવિદ્યા દેવી
કુમતી, અસિધ્ધા — અવિદ્યાની શખીયો

### પ્રવેશ પેહેલો.

**જીવરાજ મનરાજ સરસ્વતી સુમતી સીધ્ધા કુમતી અસીધ્ધા**

### સ્થળ.

### અપરોક્ષ વ્રતી વીચાર વન.

### હું કોણછું તે વીગેરેના વીચારમાં પરોક્ષ અપરોક્ષ વ્રતી જ્ઞાન મધેથી અપરોક્ષ વ્રતી વીશે.

**મનરાજ**—વાહવા માતુશ્રી સરસ્વતી આ અખીલ બ્રહ્માંડ સામાથી ઉતપન થયુ તે ના વીચારમાં તો પરમાત્માનુ સચીતાનંદ બ્રહ્મ સ્વરૂપ તમે મને નીરવીઘ્ને દરશાવી દીધુ. હવે હું કોણછું તે વીગરેના વીચારમાં વલી કેવું અદભુત પરીણામ આવશે તે

મારા સમજવામાં આવતુ નથી, ખરેખર તમારા પ્રતાપની તુલના કોઇ પણ કરીશકે એમ નથી.

**સુમતી**—મનરાજ હું કોણછુ એ વીગેરેના વીચારતો વલી અતી દુર્લભ છે. તેના પરીણામમાં તો તું બ્રહ્મ છે એટલે આ અખીલ બ્રહ્માંડ જેમાથી ઉતપન થયું છે તે સચીતાનંદ બ્રહ્મ આત્મા તે તુંજ છે હેવી સીધ્ધતા સરસ્વતી દેવી કરશે.

**જીવરાજ**—વાહવા હું કોણછું એ વીગરેના વીચારમાં હુ પોતેજ બ્રહ્મછું હેવી સીધ્ધતા થઇ તો પછી મારા મહત્વપણામાં શી ખામી રહી, આ પ્રથ્વીના ચક્રવર્તિ રાજાથી તે બ્રહ્મા પરીયંત કોઇ મારી તુલના બરાબર થઇશકે નહી. જયાંહા સચીતાનંદ બ્રહ્મ સ્વરૂપ આગલ ઇંદ્ર પણ રંકવંત છે તો રાજાની પણ સો કથા કેહેવી ? તેવો સચીતાનંદ સ્વરૂપ હુ સીધ્ધ થાઉ તો પછી મારી ઉપમામાં સી મણા રહી. મુકતી માલા તો હેની મેલેજ મારા ગલામાં પડી રમી રહે એમ છે, એટલે બીજી કોઇ જગે ધુંડવી પડે એમ રહેશે નહી.

**સીધ્ધા**—સખી સરશ્વતી મનરાજને પરમાત્માનુ પરોક્ષજ્ઞાનતો થઇ ચુકયું છે, હવે અપરોક્ષ જ્ઞાન થવું બાકી છે તે તેને સી રીતે થશે. ?

**મનરાજ**—બ્રહ્મના પરોક્ષ અપરોક્ષ જ્ઞાનનો ભેદ સો હસે તેમને પ્રથમ સમજાવો તો ઠીક.

**સરસ્વતી**—કોઇ રાજાના પુત્રનો જન્મ વનમાં થયો, તેથી તેનુ નામ વનરાજ પાડયું તે પોતાના પીતાની નગરીમાં આવ્યો. પીતા ગુજરી ગએલો એટલે રાજા વીના પ્રધાનો જુજ દીવશ થયા રાજ કારભાર ચલાવતા હતા. એટલે તેના સમજવામાં હેવુ આવ્યુ કે આ નગરીનો કોઇ રાજા છેજ નહી. તે શંકાના સમાધાન ખાતર પ્રધાનોને પુછવા ગયો કે આ નગરીનો કોઇ રાજા છે કે નહી, પ્રધાનો એ રાજકુંવરને ઓલખતા હતા તેથી જુવાબ દીધો કે રાજા વીનાનુ રાજ હોય નહી, રાજા છે એ સુકન સાંભલતાં એ નગરનો કોઇ રાજા નથી, એ વનરાજની ભ્રમણતા ખસી રાજા છે હેકુ જે જ્ઞાન થયુ તે પરોક્ષ જ્ઞાન, પછી એ રાજા કોણ હશે તે જાણવા વનરાજની તીવ્ર વાંછના થતાં પ્રધાનોએ જણાવ્યું કે એ રાજા તે તુંજ છે, એ સુકન સાંભલતાં હું પોતેજ રાજા છુ હેવું જે મનરાજને જ્ઞાન થયું તે તેનું અપરોક્ષ જ્ઞાન છે.

**જીવરાજ**—વાહવા દ્રષ્ટાંત તો ઘણું સારૂં આપ્યું, હવે સીધ્ધાંત સમજાવો.

**સરસ્વતી**—એ રાજાના કુંવર વનરાજને ઠેકાણે જીવરાજને સમજવો, આ સંસાર રૂપી વનમાં અવીદ્યા રૂપી માતાએ તને ઉછેરી મોટો કરયો, એટલે આ બ્રહ્માંડ રૂપી નગરનો રાજા બ્રહ્મ છે કે નહી તે વીશે તને બીલકુલ ખબર નથી, પછી કાલે કરીને બ્રહ્મ છે હેવા અસ્તી પક્ષની સીધ્ધતા રૂપ જે જ્ઞાન તને થાય તે પરોક્ષ જ્ઞાન કહેવાય છે.

પછી ઋગ વેદના 'પ્રજ્ઞાનંમ બ્રહ્મ' માહા વાકય તથા બીજા વેદોના માહા વાકયોથી બ્રહ્મ છે હેવુ જે જ્ઞાન મને થયુ તે જ્ઞાન સ્વરૂપ મારો આત્મા એજ બ્રહ્મ છે હેવુ જાણી હુ જ બ્રહ્મછું હેવુ તને જે જ્ઞાન થાય તે તારૂં અપરોક્ષ જ્ઞાન છે.

**મનરાજ**—વાહવા પરોક્ષ કરતાં પણ અપરોક્ષ જ્ઞાનનો મહીમા ખરેખર દુર્લભ જ ણાય છે. વારૂ એ પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાનના ભેદ વીશે બીજુ કોઈ દ્રષ્ટાંત કહોતો ઠીક.

**સરસ્વતી**—ઠીક કહુછુ, કોઇ એક ગામમાંથી હરાઢ માણસનુ ટોલુ તે ગામને પાદ રે નદી હતી તે ઉતરી બીજે ગામ જવા નીકલ્યું, નદીમાં પુર આવેલુ તે ઉતરી કાંઠે આ વ્યા, પછી કોઇ પુરમા તણાઇ તો ગયુ નથી એ નકી કરવાને સારૂ તે લોકોના ટોલાનો જે મુખી હતો તે સર્વેની ગણત્રી કરવા લાગ્યો. તે વારંવાર બીજાને ગણે પરંતુ પોતાને તો ગણેજ નહી, એટલે હરાડને બદલે દરેક ગણત્રીમાં સતર જણાય, તેથી એક માણસ પુરમાં તણાઇ ગયો એવુ ધારી ભય પામી રોવા કલકલવા તથા માંથ઼ઃ કુટવા લાગ્યો, હે વામાં બીજો કોઇ વટેમાર્ગુ મલતા તેણે એ કલ્પાંતનુ કારણ જાણતા માણસ ગણ્યા તો હરાડે થઇ રહયાં, તે ઉપરથી કોઇએ પુરમા તણાયુ નથી તથા હરાઢમો માણસ છે હેવુ કહેતાવારમાંજ તે મુખીનો તાપ તથા કલપાંત સમી ગયો. "હરાઢમો માણસ છે" હેવુ જે જ્ઞાન થયુ તે પરોક્ષ જ્ઞાન, તથા સર્વેને સામા ઉભા રાખી છેલો તે મુખીને રાખી સરવે ની ગણત્રી કરીને તેમાં તે મુખી છેલો આવતાં એ હરાઢમો તે તુંજ છે હેવુ કહેતા એ હરાઢમો હુંજછું હેવું જે મુખીને જ્ઞાન થયું તે અપરોક્ષ જ્ઞાન.

**જીવરાજ**—વાહવા આ દ્રષ્ટાંત તો વલી ઘણુ રમુજી છે, હવે સીધ્ધાંત સમજાવો.

**સરસ્વતી**—આ બીજા દ્રષ્ટાંતમાં હરાઢ માણસનુ ટોલુ જે કહયું છે, તે ટોલારૂપ પાં ચ પ્રાણ, દસ ઇંદ્રીયો, મન, બુધ્ધી, તથા જીવ મલી હરાઢ સમજવા, તે પોતાનુ બ્રહ્મ પુર નામનુ ગામ મુકીને આ બ્રહ્માંડ પુર નામના ગામે જવા નીકલ્યા. બ્રહ્મ તથા બ્રહ્માંડ એ કજ સ્વરૂપ છે તો પણ દ્રષ્ટાંત સમજવા ભીન્ન કહુછુ. વચમાં માતાના ઉદરના ગર્ભ સ્થા ન રૂપી વીકટ નદી તરીને ઉતર્યા, પછી જીવ રૂપી મુખી પોતાના ટોલાની ગણત્રી કર વા લાગ્યો, તેમાં તે પોતાનેજ ગણતો નથી, એટલે પંચ પ્રાણ દસ ઇંદ્રીયો મન બુધ્ધી મ લો સતર માલુમ પડયા હરાઢમો માલુમ પડયો નહી. અવિદ્યા કૃત અતંઃકરણમાં બ્રહ્મથી અભીન જે આત્માનુ પ્રતીબીંબ પડે છે તેને જીવ કહે છે, તે જીવ આ ગણત્રીમા પોતા ના પ્રતીબીંબ રૂપ જીવ સ્વરૂપનીજ ગણત્રી કરતો નથી, એટલે બીંબ રૂપ બ્રહ્મથી અ ભીન્ન આત્માની તો જાણ તેને સાનીજ પડે એટલે બ્રહ્મ નથી એ ભ્રાંતી થઇ, બાદ વટે માર્ગુ રૂપ ગુરૂ કોઇ મલ્યો, તેણે ફરીને ગણત્રી કરતાં પંચપ્રાણ, દસ ઇંદ્રીયો, મન, બુ ધ્ધી મલી સતર સીવાયનો હરાઢમો બ્રહ્મથી અભીન આત્માના પ્રતીબીંબરૂપ જીવ છે હે વો બોધ મલવાથી બીંબ વીના પ્રતીબીંબ હોય નહી હેવું જાણતા બીંબ રૂપ આત્મા

બ્રહ્મથી ભીન્ન નહોવાથી "બ્રહ્મ છે" હેવુ જે જ્ઞાન થયુ તે પરોક્ષજ્ઞાન, તથા એ જ્ઞાન જેને થાય છે તે હરાહમો જ્ઞાન સ્વરૂપ તારો આત્મા તેજ બ્રહ્મ છે હેવુ જણાવતા "હુંજ બ્રહ્મ છું" હેવુ જે જ્ઞાન થાય છે તે અપરોક્ષ જ્ઞાન.

**મનરાજ**—વાહવા પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાનનો ભેદ ઠીક સમજાવ્યો. હુ પોતેજ બ્રહ્મછું હેવુ અપરોક્ષ આત્માનુ જ્ઞાન સાથી થાય છે.

**સરસ્વતી**—અપરોક્ષ એકવ્રતીથી, પરોક્ષથી નહી, આત્માને અહંબ્રહ્માસ્મી રૂપથી અપરોક્ષ જાણે હેવી એકવ્રતીગમ્ય આત્મા છે.

**અસીદધા**—મનચક્ષુ વાણી વાગેરે ઇંદ્રીયોને કેમ મુકી દીધી.

**સરસ્વતી**—આત્મા મન તથા ઇંદ્રીય ગમ્ય નથી, તેને વાશે એક ઇંદ્રીના સીધ્ધાં તથી બીજી સર્વે ઇંદ્રીયો વીશે તેમજ સમજી લેવું. કોઇપણ વસ્તુ જોવી હોયતો તે વ સ્તુ દ્રવ્ય કેહેવાય છે, તથા વ્યહુવારમાં તેને જોવા વાલી ચક્ષુ ઇંદ્રીદ્રષ્ટા કેહેવાય. ચક્ષુ થી દ્રવ્ય પદાર્થ જોવાઇ શકે ખરો. પરંતુ ચક્ષુ ધારે કે હું પોતાને જોઉતો તે બને નહી. ચક્ષુના વીશય રૂપ જેમ બીજી બાહ્ય વસ્તુ દ્રવ્ય છે તેમ અંતઃરાત્મા દ્રવ્ય નથી તેથી તે ચક્ષુ ઇંદ્રીનો વીશય નથી, વલી જે ચક્ષુથી દ્રવ્ય પદાર્થ હોય તે સાકાર વીનાસી હોય છે તેમપણ આત્મા નથી, આત્મા નીરાકાર છે, એટલુજ નહી પરંતુ અવીના શી છે, એ આપણે સીદ્ધ કરી ચુકયા છિયે. આત્મા પોતે ખુદ ચક્ષુતો શું પરંતુ બધા ઇંદ્રીયોનો દ્રષ્ટા છે. એટલે ચક્ષુ વાણી વીગરે તમામ ઇંદ્રીયો મધેથી કોઇપણ ઇંદ્રીના તે વીશય નથી. તેથી તે ઇંદ્રીગોચર નથી. એટલે ચક્ષુ વાણી આદીક કોઇપણ ઇંદ્રી તેને જાણી શકે એમ નથી.

**કુમતી**—જ્યારે આત્મા ઇંદ્રી ગમ્ય નથી, ત્યારે સું તે પ્રત્યક્ષાદી ષટ પ્રમાણ ગમ્ય છે.?

**સુમત**—આત્મા જેમ મન વાણીથી ગમ્ય નથી, તેમ પ્રત્યક્ષાદી ષટ પ્રમાણ ગમ્ય પણ નથી, એટલે તેનાથી પણ જાણી શકાતો નથી.

**કુમતી**—જ્યારે ઇંદ્રી ગમ્ય પણ નથી તેમ પ્રત્યક્ષાદી ષટ પ્રમાણ ગમ્ય પણ નથી, ત્યારે આત્મા હસેજ નહીતો.

**સીધ્ધા**—મનબુધ્ધી ઇંદ્રીયો તથા પ્રત્યક્ષાદી ષટ પ્રમાણો અનુભવમાં આવે છે. તે અનુભવ કરવા વાલોજ આત્માછે, એટલે આત્મા હસે નહી એમ કેમ કેહેવાય? તમારી સખી વિપ્રીતભાવનાની શાથેના સંવાદમાં સુન્યવાદ ખંડણ થયો, તે પ્રસંગમાં પોતાના પીતાને ચક્ષુથી જોએલો કે કાનેથી સાંભલેલો ન હોય તોપણ મારો પીતા હતો હેવુ સ ર્વ કોઇ જાણે છે, એ દ્રષ્ટાંત આપી ચક્ષુથી જોવામાં આવેલા નહોય, તથા કાને સાંભ લવામાં આવેલા ન હોય, તેવા પદાર્થની પણ હયાતી માનવામાં આવે છે, હેવુ ચોખી રીતે તેણે કબુલ કર્યું છે. તો આત્માને ફકત ઇંદ્રીયો તથા પ્રત્યાક્ષાદી પ્રમાણ ગમ્ય નથી

હેવું કહેવાથી તે હસે નહી એ સંકા સુન્યનુ પ્રમાણ રદ થયા છતાં હવે હેવાપણજ નહી. ઈંદ્રીયો તથા મનબુધ્ધી વીગરે ખુદનો દ્રષ્ટા અથવા અનુભવ કરવાવાલો આત્માં પ્રત્યક્ષ છે. તે સીવાય ચૈતન્ય સ્વરૂપ આત્મા ન હોયતો તેની ચૈતન્યતા વીના મનબુધી ઈંદ્રીયાદીક પણ ચૈતન્યવત ભાસે નહી એ પણ સીધ્ધ થઇ ચુક્યું છે. તેથી પણ આત્મા હસે નહી એમ કહેવાય નહી. આત્માછેજ તે વીશે કાંઇ વાદવીવાદ રહયો નથી, બ્રહ્મથી અભીન જે આત્મા છે તેજ હુંછુ એ સીરીતે અનુભવમાં આવે અથવા જણાય તે જોવાનુ છે તેનો ખુલાસો થાય છે.

**સરસ્વતી**—"અહં બ્રહ્માસ્મી" રૂપ એક વ્રતીથી હુંજ બ્રહ્મછુ હેવો અનુભવ થાય છે, તેપણ પરોક્ષ નથી અપરોક્ષ છે, તેમ તે ફલ વ્યાપ્તી વ્રીતીથી ગમ્ય નથી, કેવલ એક વ્રતી ગમ્યછે. એક લોઢાનુ પાત્ર ત્રતીકાના કુંડાથી ઢાંકેલુ હોય, તે કુંડાને દંડથી ભાંગીએ તોપણ દીપક વીના લોઢાના પાત્રનુ જ્ઞાન થવાનુ નહી, પરંતુ મણી ઉપર ઢાંકેલુ ત્રતીકાનુ કુંડું દંડથી ભાગીએ તો દીવાની જરૂર પડતી નથી. અથવા અંધારામાં કોઇ શુક્ષમ પદાર્થને જોવો હોયતો ચક્ષુ તથા દીપક હરદો જોઇએ, પરતું સુર્યને જોવા શારૂ તો એક નેત્રજ જોઇએ. તેજ રીતે જડ પદાર્થને જાણવો હોયતો "ફલ" તથા "વ્રતી" એ હરદો જોઇએ, પરતુ ચૈતન્ય રૂપ આત્મા હુંજ છું એ જાણવા શારૂ એક વ્રતીજ જોઇએ, આભાસનો ઉપયોગ નથી, જેમ સુર્યને જોવો હોય તો ચંદ્રમાં જોઇએ નહીં, માત્ર ચક્ષુ બસ છે, તેમ આત્મા હુંજછું એ જાણવા શારૂ અપરોક્ષ એક વ્રતીજ બસ છે.

**અસીધ્ધા**—એ વ્રતીમાંતો વલી ભેદ નથી કે.

**સરસ્વતી**—એ વૃતી બે પ્રકારની છે, એક વ્યવ્હારીક છે, બીજી સંસ્કારીક છે. તેમાં વ્યવ્હારીક વૃતી સુખદુખને ચીંતન કરવા વાલી છે. તેથી આત્મા તે વ્યવ્હારીક વૃતીને ગમ્ય નથી, પરંતુ શાસ્ત્ર શ્રવણ મનનાદીક જે સંસ્કારીક વૃતી છે, તેમા ઋગવેદના "પ્રજ્ઞાનંબ્રહ્મ" તથા યજુરવેદના "અહંબ્રહ્માસ્મી" વીગરે મહાવાકયો છે તેનાથી હુ બ્રહ્મછું હેવુ જાણવામાં આવે છે. તે વૃતી ચાર લક્ષણ સંયુકત હોવી જોઇએ, સુક્ષમ, અપ્રીતીબંધ, પ્રત્યેક, તથા નીરમલ, એ ચાર તેના લક્ષણ છે, તે સરવે લક્ષણ સંયુકત જે એક ચરમાં વૃતી છે તેનાથીજ હું બ્રહ્મછું હેવો નીજાત્માનો અનુભવ થઈ શકે છે. બીજા કોઇથી એ અનુભવ થઈ શકતો નથી

**અસીધ્ધા**—વૃતી પણ દખીતી દ્રવ્ય રૂપ છે, તેથી પ્રત્યક્ષ બ્રહ્મથી ભીન્ન છે તે વૃતીમાં આત્માનુ જ્ઞાન સંભવતું નથી, તો બ્રહ્મથી અભીન જે આત્મા છે તે હું છું હેવો અનુભવ વૃતીમાં થવો કેમ સભવે.!

**સરસ્વતી**—બ્રહ્મ સર્વ વ્યાપક હોવાથી વૃતી બ્રહ્મથી ભીન માનવી મુનાસબ લાગતી નથી, તેવે પ્રસંગે પોતે પોતાનો અનુભવ કરે તેમાં અસંભવ જેવું કાંઇ નથી. વ

અતે સંકાના ખુલાશા ખાતર વૃતી ને બ્રહ્મથી ભીન માનીએ તોપણ આજગે બાધસ માનાધીકરણ ભાવથી વૃતીમાં આત્માનું જ્ઞાન થવા સંભવ છે. એટલે હુંજ બ્રહ્મછુ એ રીતેનોપણ અનુભવ થવાનો સંભવ છે. તેહેવી રીતે કે ચક્ષુ જોકે સ્વતઃ દરપણ વીના પોતાને દખે નહી તોપણ દરપણ સંયુકત ચક્ષુ ચક્ષુને દખે છે, જેમ સ્વચ્છ દરપણ રૂપ ઉપાધીથી ચક્ષુ પોતેજ ચક્ષુને દખે છે, તેમ સ્વચ્છ જે ચારે લક્ષણ યુકત વૃતી છે તે વૃતી રૂપ દરપણ ઉપાધીથી આત્મા પોતેજ પોતાને દખે છે. અથવા જેમ ચક્ષુ રૂપ ઉપાધીથી સુર્ય આપ આપનેજ દખે છે, તેમ વૃતી રૂપ ઉપાધીથી આત્મા પોતેજ પોતાને દખે છે. જેમ દરપણમાં જોવાવાલો તથા જણાવાવાલો ભીન્ન નથી તેમ "હુંપદ" જે જણાય છે તે જાણવાવાલા આત્માથી ભીન નથી હેવો અનુભવ થતા હુ પોતેજ આત્મા અથવા "બ્રહ્મ"છું હેવો પ્રત્યક્ષ અનુભવ થાય છે. એમ થવાથી વૃતીના વીશય રૂપ બ્રહ્મ થતા નથી, તથા કુટસ્થ આત્માંમાં વીકારના સંભવ વીગેરેનો કસો દોસ આવતો નથી, સાથીકે, ૧ અજ્ઞાન, ૨ આવરણ, ૩ વીક્ષેપ એટલે ભ્રાંતી, ૪ પરોક્ષજ્ઞાન; ૫ અપરોક્ષજ્ઞાન, ૬ શોકનાસ તથા ૭ નીરંકુસત્રપ્તી એસાતે અવસ્થા સાભાસ વૃતીનીછે, કુટસ્થ આત્માની નથી. '

**સીધ્ધા**—મનરાજ હું બ્રહ્મછું હેવો અપરોક્ષ આત્માનો અનુભવ એકજ વૃતી ગમ્ય છે. તેથી તને જણાસે કે અવીદ્યાના લસકરના અનેક યોધા સાથે રણસગ્રામ મચાવવો કેટલોબધો મુશકેલ છે, તારે માત્ર એક તલવારથીજ ઝુઝવાનુ છે. તોપણ ચીંતા કરીસ નહી, શાથીકે તે એક કરોડો બાણોને ભારે થઈ પડે હેવુ બલીષ્ટ શસ્ત્ર છે. તે વડે જો તેહે જય મેલવ્યો તો ઝટ બ્રહ્મ રૂપ તુ જેમ છે તે પ્રમાણે બની આહીંજ મુકતીમાલા સપાદન કરે તેમાં આશ્ચર્ય જેવું નથી.

**સુમતી**—સખી સીધ્ધા ચીંતા કેવી? અણીરૂદ્ર તથા બાણાસુરના યુધ્ધમાં અણીરૂદ્ર પાસે કાંઈ લાહોલસ્કર હતું નહી, તથા બાણાસુરનુ લાહોલસ્કર થોડું ન હતું, તે છતાં અણીરૂદ્રે એક ભુગલના પ્રહારથી ઘણાનો સંહાર કર્યો. ગમે તેટલા વનચર પ્રાણીયો ટોલે મલીને આવે તોપણ એક બલવાન સીંહ આગલ તેનુ ગજુ સું. તેવીજ રીતે મનરાજના શત્રુમાં ફકત તેની પાસે એકજ વૃતી રૂપી તલવાર છે, તોપણ તે પોતે તથા તેની તલવાર, હેવા બલવાન તથા સુરા છે કે અવીદ્યાનુ બોહોલુ લાહોલસ્કર, એક ક્ષણમાં કતલ કરી આહીંજ મોક્ષપામી પોતે છે તે પ્રમાણે શીવસ્વરૂપ થશે તેમાં જરાપણ શંકા નથી. વલી સાંભલ

**૫૬.**

જુવો તલવાર હમાંરી સુરી, એક વૃતી રૂપ સુંદરી. જુવો.
જંગવીશે પુર જોર કરીને, ચમકે વીજ ચલકાટ,
કાયર કરી અવીદ્યા દલને, ઘડે ઘણાનો ઘાટ. જુવો.

પાછલ પગ ડગુકે નહીરે, હોય રાય કે રંક,
સાણનાટ કરી જઇ જંગ વીશે, પુર પ્રગટી વાલે ખંગ. જુવો.
કતલ કરી પુર કોપ કરીને, રૂધીર તણી પુર રેલ,
રેલાવે અજ્ઞાન દલમાં, બાગ તણી ગણી કેલ. જુવો.
સંહાર કરે ઝટ દ્વૈત યોધ્ધા, દારૂણ દુઃખના દાતા,
કરે ગર્જના શીવસ્વરૂપ થઈ, વાલે રૂદ સુખ શાતા. જુવો.
ગગન વીશે જેમ શુર સરીખો, ગ્રહનથી બળવાન,
બ્રહ્મ જ્ઞાનમાં વૃતી વીના, અવર નથી શુર બાણ. જુવો.
અરણ્ય વીશે કો સિંહ થકી, બળવાન નથી હેવાન,
એક વૃતી વીના કોણ જીત કરે, પર બ્રહ્મ પદનું માન. જુવો.
રોમ રોમ બ્રહ્માંનંદ વ્યાપ્યો, ધન્ય ધન્ય વીધાતા,
કરી શકે કોણ તુજ વીણ રક્ષા, નમન કરૂં તુજ માતા. જુવો.



## પ્રવેશ બીજો.

### મનરાજ. સુમતી. સીધ્ધા. કુમતી. અસીધ્ધા.

### સ્થળ.

### અપરોક્ષ વિવેચન વન.

### હું બ્રહ્મ છું હેવા અપરોક્ષ જ્ઞાને અભિમાનનો ઉદ્દય થાય કે નહી, તે વિશે સંવાદ.

**મનરાજ**—બ્રહ્મનુ પરોક્ષ જ્ઞાન દાન તો સરસ્વતી દેવીએ દીધુ. અપરોક્ષ જ્ઞાન સંપાદન કરવામાં હવે સું થાય છે તે જોવાનુ છે. હુ બ્રહ્મ છું હેવા અપરોક્ષ જ્ઞાન વીના મુકતીની સીધ્ધીનો સંભવ નથી. હવે જે થાય તે ખરૂ.

**સુમતી**—મનરાજ ફીકર ચીંતા કર માં, સરસ્વતી દેવી શાહે થયાં છે. એટલે તને અપરોક્ષ જ્ઞાનની પણ બક્ષીશ કર્યા વીના નહી રેહે.

**કુમતી**—તમે પરોક્ષ અપરોક્ષ જ્ઞાનનો ભેદ દરશાવ્યો તેમા બ્રહ્મ છે હેવુ જે જ્ઞાન થાય તે પરોક્ષ જ્ઞાન, તે જ્ઞાન થતાં સુધી તો કશો દોશ નથી. હવે બ્રહ્મ છે હેવું જ્ઞાન જેને થાય છે તે જ્ઞાનસ્વરૂપી મારો આત્મા તેજ બ્રહ્મ છે. અર્થાત "હુંજ બ્રહ્મ છું" હે

ષુ જે જ્ઞાન થાય તેને અપરોક્ષ જ્ઞાન વાર્ણવેલું છે. તે અપરોક્ષ જ્ઞાન મનરાજને દેવા હવે તમે તતપર થઇ રહયા છો તે માંકડાને દારૂ અથવા મદથી ઘેલા થએલા હાથીને ભાંગ ખવડાવવા તુલ્ય છે. વાહવા સુમતી સીધ્ધા હોવાજ કામા તમારી સરસ્વતી દેવી કરે છે કે શું !

**સુમતી**—અપરોક્ષ જ્ઞાનમાં ભાંગ અથવા મદીરા તુલ્યતત્વ તમને શું જણાયો તે દરશાવો.

**અસીધ્ધા**—અહંકારને વેદ શાસ્ત્ર શ્રુતી સ્મ્રતી વીગેરે વખોડે છે, એટલુજ નહી પ રંતુ લોકીકમા પણ તેની નીંદા થાય છે. "હુંજ બ્રહ્મ છું" એવું જે માને છે તેના માં પછી અહંકારનું દાવાદલ થોડુ શમજવાનુ નથી. એ અહંકારરૂપ ભાંગ અથવા મ દીરાનો પાસ એ અપરોક્ષ જ્ઞાનમાં પ્રત્યક્ષ જણાય છે, તમારૂ વેદાંત શાસ્ત્ર એ રીતે અ હુંકાર પેદા કરે હેવું હોય તો તે નીંદીત શા સારૂ ન કહેવાય !

**સીધ્ધા**—(હસીને) વારૂ અહંકાર એટલે શું ! તમે અહંકાર કોને માનો છો તે સમ જાવો તો ઠીક.

**કુમતી**—હું ક્ષત્રીછું, બ્રાહ્મણછું, ધનાઢયછું, રાજાછું, ઇત્યાદી રીતે હુંપદ ધાર ણ કરીને જે અભીમાન ધરે છે તે અહંકારની વ્યાખ્યામાં આવી જાય છે. તો હુંજ બ્રહ્મ છું હેવુ જે અભીમાન ધરે તે અહંકારની વાખ્યામાં કેમ ન આવે તે સમજાતુ નથી.

**સુમતી**—બ્રહ્મ તે હું અથવા હુંતેજ બ્રહ્મ હેવું જે જ્ઞાન થાય તે અહંકારની વ્યાખ્યા માં આવેજ નહીં. સરસ્વતી દેવીએ બ્રહ્મના ચાર પદમાં તેનુ સર્વ વ્યાપકપણુ સીધ્ધ ક ર્યું છે. તેથી આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મસ્વરૂપ છે, હેવું સીધ્ધ થયું છે, તથા હવેપછી પ્ર સંગોપાત સીધ્ધ કરવામાં આવશે. તેથી જણાશે કે બ્રહ્મથી ભિન્ન સત્તાવાન કોઇપિણ નથી. સમગ્ર બ્રહ્માંડ બ્રહ્મમય છે. તે છતાં બ્રહ્મથી ભિન્ન સત્તા પોતાની માની હું ક્ષત્રી છું, બ્રાહ્મણ છું, ધનાઢય છું, રાજા છું, કરતા છું, ભોક્તા છું, સુખી દુઃખી છું, એ રી તે હુંપદ ધારણ કરીને જે અભિમાન ધરે છે તે અહંકારની વ્યાખ્યામાં આવી જાય છે તથા તે તમે ચોખી રીતે કબુલ પણ કરો છો, પરંતુ જે બ્રહ્મથી ભિન્ન સત્તાવાન પો તાને માનતોજ નથી, તથા બ્રહ્મથી ભિન્ન હુંપદ ધારણ કરી પોતાની ભિન્ન સત્તાનુ અ ભિમાન ધરાવતોજ નથી, પરંતુ પોતાની સત્તા તે બ્રહ્મની સત્તા, બ્રહ્મની સત્તા વીના હું છુંજ નહી, બ્રહ્મથી ભિન્ન હું છુંજ નહી, અભિન્ન છું, અર્થાત હું તે બ્રહ્મ અથવા બ્રહ્મ તે હું હોવાથી ભિન્ન સત્તાવાન હું નહી, હેવી રીતે હુંપદનુ સ્ફુરણુ નીકંદન કરી બ્રહ્મથી અભીન પોતાના આત્માને માની હું તે બ્રહ્મ અથવા બ્રહ્મ તે હું છું હેવું જેને જ્ઞા ન થાય તે કદાપી અહંકારની વ્યાખ્યામાં આવેજ નહી.

**સીધ્ધા**—બ્રહ્મની સત્તા વીના વ્રક્ષનુ નજીવુ જેવું પાંદડુ પણ હાલી શકે એમ ન થી. કોઇ પણ સ્થુલ સુક્ષમ તત્વનુ હેવાતન બ્રહ્મની સત્તા વીનાહોતુ નથી, બ્રહ્મની સ

ત્તાથી દરેક સુક્ષમ સ્થુલ તત્વ અસ્તી પણુ પામે છે, એટલે કે અસ્તીરૂપે તેમાં બ્રહ્મ છે. દરેક સુક્ષમ સ્થુલ તત્વ જે આ બ્રહ્માંડના પડદામાં જણાય છે, અથવા ભાસે છે, તેનુ ભાતી પણુ અથવા સ્ફુરણરૂપ પણ બ્રહ્મ સત્તાથી મલે છે, એટલે કે ભાતીરૂપે પણ તેમાં બ્રહ્મ છે. તથા દરેક સ્થુલ સુક્ષમ તત્વ જે પ્રીય લાગે છે, તે પ્રીયપણુ પણ બ્રહ્મ સત્તાથી મલે છે, એટલે કે પ્રીયરૂપે પણ તેમાં બ્રહ્મ છે, મતલબ અસ્તી ભાતી પ્રીયરૂપ સામાન્ય ચૈતન્ય બ્રહ્મની સત્તાથી આ અખીલ બ્રહ્માંડ ઉતપન થઇ સ્થીત ભાસે છે, એટલે નભી રહ્યુ છે, તથા પ્રીય લાગે છે. અથવા ને બીજી રીતે કહીયે તો આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મ મય છે. જો અસ્તી ભાતી પ્રીય બ્રહ્મની સત્તા મધેથી ગમે તે સત્તા હોય નહી, તો બ્રહ્માંડનું હેવાતનજ હોય નહી. પ્રથમ બ્રહ્મ સત્તાથી અખીલ બ્રહ્માંડ ઉતપન થઇ અસ્તી પણુ પામે છે, તે બ્રહ્મના પ્રથમ અસ્તી એટલે છેપણાનોજ નીશેધ કરીએ, તો બ્રહ્માંડનુ હેવાતનજ રેહેતુ નથી, તો પછી બીજી સત્તા વીશે કાંઇ બોલવા પણુ રહેતુજ નથી. મતલબ સુક્ષમમાં સુક્ષમ, તથા મોટામાં મોટો, હરકોઇ તત્વ બ્રહ્મ સત્તા વીના છેજ નહી. બ્રહ્મ સત્તા સર્વ વ્યાપક રહી અખીલ બ્રહ્માંડને નભાવી રહી છે. તે છતાં પોતે બ્રહ્મથી ભિન્ન સત્તાવાન માની, હુંપદ ધારણ કરી, હું ક્ષત્રી છું, બ્રાહ્મણ છું, રાજા છું, કર્તા છું, ભોકતા છું, એ વીગેરે અભીમાન ધરે છે, તે અહંકારની વ્યાખ્યામાં આવે. પરંતુ આ અપરોક્ષ જ્ઞાન મેલવી. હું તે બ્રહ્મ, અથવા બ્રહ્મ તે હું, હેવું જાણી બ્રહ્મથી ભિન્ન સત્તાવાન હું છુંજ નહી, મારૂ બ્રહ્મથી ભિન્ન સત્તાવાલુ માની લીધેલુ હુંપદજ ખોટુ છે, હેવુ જેને જ્ઞાન થાય તે અહંકારની વ્યાખ્યામાં આવેજ નહી.

**મનરાજ**—હુ બ્રહ્મથી ભિન્ન સત્તાવાન છુંજ નહી, પરંતુ બ્રહ્મથી અભિન્ન એટલે બ્રહ્મ સત્તાએજ છુ, તેમાં બ્રહ્મનું અસ્તીપણુ, બ્રહ્મની સત્તાએજ બીજાઓને ભાસુછું, તેમા બ્રહ્મનું ભાતીપણુ, તથા બ્રહ્મ સત્તાએજ બીજાઓને પ્રીય છું, તેમાં બ્રહ્મનું પ્રીય પણુ માની, અસ્તી ભાતી પ્રીયસ્વરૂપ સામાન્ય ચૈતન્ય બ્રહ્મ તે હું, અથવા ને હું તે બ્રહ્મ છું, બ્રહ્મથી ભિન્ન સત્તાવાન હુંજ નહી, હેવું જેને અપરોક્ષ જ્ઞાન થયુ, તે અહંકારની વ્યાખ્યામાં આવેજ નહી. એટલુજ નહી પરંતુ એ અપરોક્ષ જ્ઞાનનો હેતુ બ્રહ્મથી ભિન્ન સત્તાવાન પોતાને ધારી હુંપદનું અભીમાન ધરે છે, તે બ્રહ્મથી ભિન્ન હુંપદરૂપ " અહંકાર " ને નીકંદન કરવાનો છે, એટલે કોઇપણ રીતે વેદાંત શાસ્ત્ર નીંદા કરવા યોગ્ય નથી, તે છતાં તેમ થતુ હોય તો અલ્પ બુધ્ધીનો દોશ, તથા અવીદ્યાના પ્રતાપ શીવાય બીજુ કોઇપણ કારણ નથી.

**કુમતી**—તમારે ને અવીદ્યા દેવીને બારમાં ચંદ્રમા છે, એટલે ગમે તેમ બોલો, પરંતુ કાંઈ દ્રષ્ટાંત વીના આ તમારો સીધ્ધાંત સ્ફુટક રીતે હમારા સમજ્યામાં આવતોજ નથી.

**સીધ્ધા**—હમારે તમોને સમજાવવાનુ કશુ પ્રયોજન નથી, મનરાજ હમારો સીધ્ધાંત પરીપુર્ણ રીતે સમજે છે એટલે થયું, તોપણ અધીક ખુલાસા ખાતર દ્રષ્ટાંત પણ આપુ છું, એક મહા વીશાલ સમુદ્રમાં અનેક પરપોટા થયા. ખરી રીતે જોતાં તે સરવેની સમુદ્ર ની સત્તાથી કાંઇપણ ભિન્ન સત્તા નથી, સમુદ્ર જો ન હોય તો પરપોટા થાયજ નહી, તથા ભાસેજ નહી, તો પ્રીય લાગવા પણ તો કયાંહાંજ રહ્યું, તે છતાં એ પરપોટા મધે થી એક પરપોટો કે જે દુર પડેલો હતો, તે શીવાયના બીજા સઘલા સમુદ્રથી ભિન્ન સત્તાવાલા પોતાને ધારી, પોતાની ભિન્ન સત્તાનુ અભીમાન ધરાવી, હું એક બીજાથી મોટો, એવો રણસંગ્રામ મચાવવા લાગ્યા. તે રણસંગ્રામમાં કેટલાક પક્ષ બંધાયા. તે પ ક્ષ મધેથી કોઇપણ પક્ષમાં, એક જે દુર પડેલો પરપોટો હતો, તે ભલતો નોહોતો, અને પોતે નીરાલો રહી, સર્વેની ચેષ્ટા જોયા કરતો હતો, તે કેટલાક પક્ષવાલાને ઠીક લાગ્યુ નહી. તેથી તેને પોતાના પક્ષમા લેવા કેટલાએક પક્ષવાલાગયા. તેણે કોઇપણ પક્ષમાં શામેલ થવા ના પાડી, તેનું કારણ પુછતાં તેણે જવાબ દીધો કે, "હું તો સમુદ્ર સ્વરૂપ છું," મારે તમારા એકે પક્ષમાં ભલવાનુ કશુ પ્રયોજન નથી. આ ખુલાસો સાંભલતાંજ વારમાં દરેક• પક્ષવાલાને હસવુ આવ્યુ. ને બોલવા લાગ્યા કે હેને અંહકાર કેટલો બધો છે. ભાઇ તો સમુદ્રસ્વરૂપ પોતાને માને છે, હેવુ કહી પાછા જતા, સમુદ્રનુ મોજુ ફરી વલ તા, તેમાં સર્વે પક્ષવાલા તણાતા, આપ આપસમાં અફલાતા સર્વે મરવા લાગ્યા. ત્યારે સ મુદ્ર સત્તાની ખબર પડી. આ દ્રષ્ટાંતમાં ખરો અહંકાર જેને વ્યાપી રહયો હતો, તે એક નીરાલા પડેલા પરપોટા ઉપર, જે અહંકારનો આરોપ મુકતા હતા, તે જો ખરો હોય, તો આ અપરોક્ષ જ્ઞાન ઉપરનો આરોપ ખરો ઠરે, પરંતુ તેમ થાય હેવુંજ નથી એ દખીતુ છે.

**મનરાજ**—વાહવા દષ્ટાંતતો ઘણુ રમુજી છે, સીધ્ધાંત સમજાવો.

**સુમતી**—જેમ સમુદ્રની સત્તા વીના પરપોટા ઉતપન થાયજ નહી, તેમ બ્રહ્મ સત્તા વીના કોઈ પણ સુક્ષમસ્થુલ પ્રપંચ ઉતપન થતોજ•નથી. તે છતાં ઘણાં સંસારી પુરૂષ પોતાની ભીન સત્તાનુ અભીમાન ધરાવી, હું કરતાછું, હું ભોકતા છું, એક બીજાથી હુ મોટોછું, એ રીતે હુંપદરૂપ અહંકાર ગ્રહણ કરી, પુનરપી જન્મ મરણ રૂપ મોજાના ફાં સામાં ફસીપડી, જન્મ મરણની જાલના અનેક જાતના કલેસ પામેછે. તથા સમુદ્રનો ની રાલો પરપોટો, જેમ ખરી રીતે પોતાને સુમુદ્ર રૂપ માંનતો હતો, તેમ જેને અપરોક્ષ જ્ઞા ન થયુ છે, તેવો ત્યાગી પુરૂશ પોતાને બ્રહ્મસ્વરૂપમાની, બ્રહ્મથી ભીન સન્તા પોતાની મા નતોજ નથી, એટલે પછી હુંપદ રૂપ અહંકાર કયાં રહયો ? તે છતાં અજ્ઞાની લોક તેને ખોટી રીતે અહંકારનો લેપ વલગાડી, ખરેખરી રીતે પોતેજ હુંપદના સ્ફુરણ રૂપ અહંકા રના ફાંસામાં ફસીપડયા છે તે સમજતા નથી, એ અવીદ્યાના પ્રતાપ સીવાય બીજુ શું કહેવું

**મનરાજ**—વારૂ કુમતી અસીધ્ધાને રાજી રાખવા ખાતર, "બ્રહ્મતેહુ" અથવા "હું તેજ બ્રહ્મ" હેવુ જ્ઞાન થવા "અહંબ્રહ્માસ્મી" આદીક માહા વાક્ય છે, તે અહંકારની વ્યાખ્યામાં ખરી રીતે આવેજ નહી, તે છતાં તે વ્યાખ્યામાં તેનો સમાસ કરીએ, તોપણ તેથી કસી હાની દરસાય છે કે નહી તેનો ખુલાસો કરો.

**સુમતી**—"અહંબ્રહ્માસ્મી" "તત્વમસી" આદીક માહાવાકય અહંકારની વાખ્યામાં આવેજ નહી, એ પ્રમાણની જોઇએ તેના કરતાં અધીક સીંધ્ધતા થઇ ચુકી છે. એટલે ત કરાર ખાતર તે માંહાવાકયનો અહંકારની વ્યાખ્યામા સમાસ કરીએ તો પણ હાની સી છે, તેનો વીચાર કરવાનુ કશુપ્રયોજન રેહેતુ નથી, તે છતાં એ માહા વાકયોનો અહંકારની વ્યાખ્યામાં સમાસ કરીએ, તોપણ તેથી જે "બ્રહ્મ તે હું," "અથવા "હું તેજ બ્રહ્મ' હેવુ અપરોક્ષ જ્ઞાન થાય છે, તે કોઇ પણ રીતે હાની કરવાને બદલે. બ્રહ્મથી ભીન્ન પોતાને માની હુ મનુષ્યછું, રાજાછું, કરતાછું, ભોકતાછું, એ વીગરે જે ખરેખરી રીતે અહંકારની વ્યાખ્યામાં આવે છે, તેના દાવાદલનો પરાજ્ય કરવા માટે, એ અપરોક્ષ જ્ઞાન સીવાય બીજો કસો મહાન સબલ ઇલાજ છેજ નહી. જેમ કોઇ માહારાજાની ઇચ્છા હાથીઓની સાઠમારીની રમત જોવાની થાય, તેવે પ્રસંગે મદમાતા હાથીની સનમુખ સાઠમારી કરવા મદમાતો હાથીજ કામ આવે ,સસલો કે મ્રગ કામ આવેજ નહી, તથા જેમ કોઇ માહારાજાએ બીજા માહારાજાના મુલક ઉપર, લાહો લસ્કર સાથે ચઢાઇ કરી, રણસંગ્રામ મચાવ્યું હોય, તેવે પ્રસંગે તે ચઢાઇ કરનાર માહારાજાના લશકરમાંથી, જેના મુલક ઉપર ચઢાઇ કરી છે, તે માહારાજાના લસ્કર ઉપર, તોપ રૂપી અગનાસ્ત્રનો માર મારવો શીરૂ કરયોં હોય, તેવે પ્રસંગે ચલકતી શમશેરો, કે બંદુકની ગોલીયો, જ્યાંહા જરાપણ રક્ષણ કરીસકે નહી, તો તે ચઢાઇ કરનાર માહારાજાના લસ્કરનો પરાજય તો સાનોજ થઈ સકે, તેવે પ્રસંગે તે ચઢાઈ કરનાર માહારાજાના લસ્કરે, તોપ રૂપી બલવાન અગનાસ્ત્ર સનમુખ કર્યું, તેનાથી વધારે બલવાન તથા ગતીવાલુ, તોપ રૂપી મહા બલવાન અગનાસ્ત્ર સનમુખ કરી વાપર્યા વીના ચાલેજ નહી, તેમ એ માહા વાકયોનો, તકરાર ખાતર, અહંકારની વ્યાખ્યામાં સમાસ કરીએ, તોપણ બ્રહ્મથી ભીન પોતાને માની, હું મનુષ્યછું, રાજાછું, મોટોછું, ધનાઢયછું, કર્તાછું, ભોકતાછું, એ રીતેના ખરેખરા અહંકારના દલમાં અહંકારનો ઝુંડો નાચી રહયો હોય, એટલુજ નહી, પરંતુ તે અહંકાર રૂપી અગનાસ્ત્રનો માર પણ જામી રહયો હોય, તેનો પરાજ્ય કરવા, એ માહા વાકયોથી જે બ્રહ્મ તે હું, અથવા હું તે બ્રહ્મ, હેવુ જે અપરોક્ષ જ્ઞાન થઈ, બ્રહ્મથી ભીન હું પોતાને ધારી, હું રાજાછું, ધનાઢયછું, ક્ષત્રીછું, ઇત્યાદીક અભીમાનનો ઝુંડો નચાવી રહયોછું, તે અભીમાન તદન મીથ્યા છે, હેવો દ્રઢી ભુત જે બોધ થાય છે, તે શીવીય બીજુ કસું મહાબલવાન શસ્ત્રછેજ નહી. તેથીએ મહાવાકયોનો અહંકારની વ્યાખ્યામાં સમાસ કરીએ, તોપણ તેનું ફલ જરા પણ હાની કારક નથી. પરંતુ તેથી ઉલટુ અતી ઉત્તમ તથા દુર્લભ છે.

**અસીધ્ધા**—એતો ઠીક, અક્કલને પોતાના મનગમતા અનુકુલ પાટીઆ બેસાડવા, તે માં મુશકેલ શું ? હવે તો માહારાજાઓના લાહોલશકરના રણસંગ્રામ, તથા તોપ રૂપી અ ગનાસ્રના પ્રહારથી હમને ડરાવવા તમે માડ્યાં, તેથી હમે ડરીએ હેવા નથી. એ માહા વાકયોના ઉપદેસથી, જેને અપરોક્ષ જ્ઞાન થઈ ચુકયુ છે, તે પછી પણ "શીવોહં," "બ્રહ્મો હું," અર્થાંત "શીવ તે હું જછું" "બ્રહ્મ તે હુંજછું" એ રીતે અહં એટલે હું પણાનો ઝુંડો ન ચાવવાનુ વેદાંતીને પછી શું પ્રયોજન રહયું ?

**સુમતી**—એ માહા વાકયોથી, અપરોક્ષ જ્ઞાન નીશ્ચલ થયા પછી, અહં અથવા હું પ ણાનો ઝુંડો ખરા તત્વવેતાને ફેરવતા હમેતો જોયા નથી. તેને તે ઝુંડો ફેરવવાનુ, બીજા ઓને અપરોક્ષ જ્ઞાનનો બોધ દેવા સીવાય, પોતાને અર્થે કશુ પ્રયોજન નથી, તેનો ખુ લાશો દ્રષ્ટાંતથી કરૂંછું. તે હેવી રીતે કે કોઇને કંટકવનમાં ભ્રમણ કરતા પગમાં સુલ અથ વા કાંટો વાગ્યો, તેથી તેને ઘણી વેદના થવા લાગી, તે તે સુલ અથવા કાંટો નીકલ્યા વીના દુર થાય નહી, તથા તે સુલ અથવા કાંટો, તેવાજ પ્રકારની લોઢાની તીક્ષણ સુલ એટલે સોય, અથવા નરેણી વીના નીકલે નહી, તેથી તે વાગેલી કંટકસુલની વેદના દુ ર થવા ખાતર, લોઢાની તીક્ષણ વધારે મજબુત તથા બલવાન સુલ લઇ, વાગેલી કંટક સુલ કાઢયા વીના ચાલેજ નહીં. પરંતુ તે લોઢાની સુલની સાહેતાથી કંટક સુલ નીકલી ગઇ, તથા થતી વેદના મટી ગઇ, તે પછી તે લોઢાની સુલ પગમાં ખોસી રાખે, હેવો તે દરદી મુર્ખ હોયજ નહી, તેમ કરેથી તો કંટક સુલની વેદના કરતાં લોઢાની તીક્ષણ સુ લની વેદના અધિક થઇ પડે. તે કોઇ સમજુ માણસ કરેજ નહી. હવે આ દ્રષ્ટાંત થી સીધ્ધાંત સમજવા સારૂ ખુલાસો કરવામાં આવે છે કે, અવિદ્યાના પ્રતાપથી, જેમ સ મુદ્રના પરપોટાના દ્રષ્ટાંતમાં, એક શીવાય, બીજા પરપોટા પોતાને સમુદ્રથી ભિન્ન સત્તાવાન મા નતા તેમ, જે પુરૂશ પોતાને બ્રહ્મથી ભિન માની, હું રાજા છું, મનુષ્ય છું, કર્તા છું, ભો કતા છું, ઇત્યાદી અભિમાન ધરી રહયા છે, તે સંસારરૂપી વનની કંટક સુલ સમ જવી, તે રહયમાં ભેદાવવાથો જે વેદના થતી, તે દુર થવા મહા બલવાન મહા વાકયરૂ પી તીક્ષણ લોઢાની સુલની સાહેતા લીધા વીના ચાલેજ નહી. તેસાહેતાથી એ અભિમા નરૂપી સંસારવનની કંટક સુલ નીકલી જતા, વેદના દુર થઇ, એટલે પોતાને અર્થે ખરા તત્વવેતાને, તે સુલ સંઘરી રાખવાનુ કશુ પ્રયોજન ન હોવાથી, ખરા જ્ઞાનીઓ હું પણા નો ઝુંડો ફેરવતા અખીલ બ્રહ્માંડમાં નજર આવતા નથી. અજ્ઞાનીયોના ટોલામાં તો હું બ્રાહ્મણ છું, ક્ષત્રી છું, ઇત્યાદી અભિમાનનો ઝુંડો ઘરેઘર ફરતો જણાય છે ખરો.

**કુમતી**—આ તે તમારા ઢંગ કેવા કહેવાય ? અદ્વૈતવાદી વેદાંતીના ઉપરનો અહં કારનો આરોપ, હવામાં ઉડાડી દેવાનો પ્રપંચ શીરૂ કરી, ઉલટો તે આરોપ દ્વૈતવાદી સ કલ બ્રહ્માંડના સર્વે મનુષ્યો ઉપર લાવી મુકો છો, એ કહેવું તાજુબ ભરેલુ ? દ્વૈતવાદી

માં કેટલાક હેવા પણ વીરલા પુરૂશો છે, કે જે ખરા અંતઃકરણથી હેવું માને છે કે, મા રી સત્તાથી કાંઇપણ બની શકતુ નથી, પરંતુ બ્રહ્મ અથવા ઇશ્વર સત્તાએજ બને છે, હુ અને મારો પીતા, એટલે આ અખીલ બ્રહ્માંડનો પતી એકજ છે, હેવું જે માનતા હોય, તે અભિમાની શી રીતે કહેવાય ?

**સીધ્ધા**—હું બ્રહ્મથી ભીન નથી, અથવા ને બ્રહ્મથી ભીન કીંચીત માત્ર પણ મા રી સત્તા નથી, હેવું માનવાવાલા અદ્વૈતવાદી ઉપર, તથા વેદાંત શાસ્ત્ર ઉપર, તમે અભિ માનનો આરોપ મુકતા હતા, તે આરોપ નીકંદન કરવાને હમારો ખાસ ધર્મ હતો, તે કરવામાં તે આરોપ દ્વૈતવાદીઓ ઉપર એની મેલે ઢલી પડતો હોય, તો તેને હમો કે મ કરીએ. હમારો હેતુ કોઇના ઉપર કશો આરોપ મુકવાનો નથી. તથા તેમ કરવાને હમારે કશુ પ્રયોજન પણ નથી. સર્વાત્મ બ્રહ્મ સ્વરૂપ છે, એ પ્રમાણ પુર્વક બ્રહ્મથી ભીન સત્તાવાન કોઈ છેજ નહી. હેવુ હમારૂ માનવું છે. ત્યાંહાં બ્રહ્મથી ભીન સત્તાવાન ગ ણવા કોને, નેઆરોપ મુકવો કોના ઉપર ? તમે દ્વૈતની ભ્રહ્મણાતામાં ભમી, અદ્વૈત પક્ષ ઉ પર અભિમાનનો આરોપ મુકતા, તેનું ખંડણ કરવામાં એ આરોપ દ્વૈતવાદી ઉપર ઢ લી પડતાં, તેનું રક્ષણ કરવાનો તમારો વખત આવ્યો, તેથી હમને તો આનંદ થાય છે. દ્વૈતવાદીમાં જે હેવું માનેછે, કે મારી સત્તાથી કાંઇપણ બની શકતુ નથી, પરંતુ બ્રહ્મ અથવા ઇશ્વર સત્તાએજ બનેછે. તેખરેખરી રીતે દ્વૈતવાદી કેહેવાયજ નહી, હમે તો તેને અદ્વૈ તવાદીજ સમજીએ, દ્વૈતવાદી નહી, હું અને મારો પીતા એટલે આ અખીલ બ્રહ્માંડનોપતી એક જ છે, હેવું તેનુ ખુદ વાકય સુચવે છે, કે તે ખરેખરી રીતે દ્વૈતવાદી નથી, પ રંતુ અદ્વૈતવાદી છે, તે ખુદ પોતે દ્વૈતવાદી કેહેવડાવતો હોય તો, તે તેનુ કેહેવુ નામ માત્ર છે, શાથી કે હું જે કરૂછુ તે મારી સત્તાથી કાંઈપણ બની શકતુ નથી, પરં તુ ઈશ્વર સત્તાએજ બને છે, હેવું જે કહે છે તેને પુછવું જોઇએ કે " અહં એટલે "હું પ્રત્યય જે છે, તેને પ્રકાશવાવાલો કોણ છે ? અર્થાંત એ " અહં " અથવા " હું " પ્રત્યય કોની સત્તાથી આધાર ભુત રહયો છે. ? જ્યારે હું જે કરૂ છું તે ઇશ્વર સત્તાએજ થાય છે, હેવુ જ્યાંહાં જે કબુલ કરે છે, તેને " અહં " એટલે " હું " પ્રત્યય, જે તેના મુખ માથી નીકલેછે, તે પણ બ્રહ્મ અથવા ઇશ્વર સત્તાએજ નીકલે છે, હેવું કબુલ કરયા વીના છુટકો નથી. એ રીતે જ્યાં થયુ, એટલે પછી તેનો અહં અથવા હું પ્રત્યવ, એટલે હું પણ ભીન સત્તાવાન કયાં રહયું ? અને જ્યાં હુંપણું ભીન સત્તાવાન રહ્યું નહી, એટલે તે પણ બ્રહ્મ સત્તાએજ પ્રકાશે છે, પોતાની ભીન શત્તાઓ નહી, હેવું દ્રઢી ભુત થયુ, તે છતાં તે દ્વૈતવાદી પોતાને ગણતો હોય તો તે નામ માત્ર છે, ખરેખરી રીતે દ્વૈતવા દી કહેવાય નહી, અદ્વૈતવાદી કહેવાય. અને અદ્વૈતવાદમાં તો અભિમાનનો આરોપ ક્ષણ ભાર પણ નભી શકતો નથી, એટલે હેવા વીરલા પુરૂશ ઉપર પણ એ આરોપ ન ભી શકેજ નહી. હું જે કરૂં છું તે ઇશ્વર સત્તાએજ થાય છે. હું અને મારો પી

ता ઇશ્વર એકજ છે, હેવું જે માને છે તેને તમે દ્વેતવાદી ભ્રમણતાથી માની, તેને અ ભિમાનનો આરોપ વલગાડવો એ તો ઠીક નથી, હેવુ કહો છો, તો જે મહા પુરૂશને અ હં અથવા હુ પ્રત્યયનું પણ અભિમાન રહયું નથી. તેવા અદ્વેતવાદી ઉપર તો એ આ રોપ શી રીતે નભે ! નભેજ નહી. અર્થાંત તમારાજ પ્રમાણ પુરવક, અદ્વેત પક્ષ ઉપર નો આરોપ વીસરજન થતા, હવે અધિક વિવેચન કરવા કશુ પ્રયોજન નથી.

**મનરાજ**—વાહવા, કુમતીએ પોતાનીજ વીપ્રીત સંકારૂપી શમશેરથી, પોતાનુજ શીર છેદન ઠીક કર્યું. મનેતો એમ લાગેછે કે જે પુરૂશ હું જે કરૂછુ તે ઇશ્વર સતાએજ થાય છે, હું અને મારો પીતા ઇશ્વર એકજ છે, હેવુ માને છે તેના સમજવામાં હેવું આવેલુ હોવુ જોઇએકે, હું, તું, સ્થાવર, જંગમ, અખીલ વીશ્વની ઉતપતી, સ્થીતી, તથા લયનુ કા રણ માયા ઉપાધીવાન મહેશ્વર સીવાય બીજુ કાંઈ નથી, કાર્ય પોતાના કારણ સ્વરૂપજ હોય, એ વીચારે પણ તે દ્વેતવાદી મનાયજ નહી. તે છતા દ્વેતપણુ વ્યવહારમાં સ્વીકા રવાનો હેતુ, પરમાત્માની ભકતી દ્વારાએ, ભજનાનંદના વીલક્ષણ સુખનો અનુભવ લેવા સીવાય બીજો કસો જણાતો નથી. સાથીકે આ વીશ્વમાં હેવા ભકતજનો પણ થઇ ગયા છે, કે તેમનો અદ્વેત સીધાંત છતાં, ભકતી ભાવે દ્વેત દશમાં આવી, ભજનાનંદના વા લક્ષણ સુખનો અદભુત લાભ લીધો છે. તેથી તે દ્વેતવાદી કહેવાયજ નહી, અદ્વેતવાદીજ કહેવાય, માટે એ સંવાદ ટુંકો પતાવી વીશેસ જે ખુલાસો કરવો રહયો હોય તે કરીલો

**સીધ્ધા**—જેમ સમુદ્રનો પરપોટો સમુદ્ર સત્તાથીજ ભાસે છે, એટલે પરપોટાને સત્તા આપનારજ સમુદ્ર છે, તેમ અહં એટલે હું પ્રત્યય જે છે તેને પ્રકાસવા વાલો પણ આ ત્મા છે, એટલે આત્મા અથવા બ્રહ્મનીજ સત્તાએજ એ અહું અથવા હું પ્રત્યય પ્રકાસે છે અથવા નભેછે. આત્મા વીના હું પ્રત્યયનો પ્રકાસ છેજ નહી, અથવા નભવાપણુ હો યજ નહી, એટલે આત્માનીજ સત્તા તેમા વ્યાપી રહી છે. એ રીતે અપરોક્ષ જ્ઞાન જે ને થયુ છે તે પુરૂષ, હું, તું, ઇત્યાદીક સર્વને સર્વાત્મા બ્રહ્મ સ્વરૂપ માનેછે, એટલે પછી હું બીજાથી મોટો ઇત્યાદીક હુંપદનુ ભીન અભીમાન કયાં રહયું ? તેજ રીતે જે પુરૂષ, હું, તું ઇત્યાદીક, સ્થાવર, જંગમ, અખીલ વીશ્વને સર્વાત્માં બ્રહ્મ સ્વરૂપ માને છે, તેને મનથી તો કીડીથી તે કુંજર સુધી, તથા રંકથી તે રાજા સુધી, તથા દેવદાનવથીતે બ્રહ્માપરીયંત, સર્વ વીશ્વ સર્વાત્મા બ્રહ્મસ્વરૂપ હોવાથી, મનસાવાચાકર્મણા, એટલે મનથી, કે વાચાથી, કે કોઇ કર્મથી, કોઇને કશી હાની, કે ઇજા, કે દુખ દેવા તેનો સંકલ્પ પણ થવો કયાંહાં રહયો ? જયાં સુધી અદ્વેત જ્ઞાન થયુ નથી, તથા દ્વેતની ભાવના હોય છે, ત્યાંહાં સધી સ્થુ લ, સુક્ષ્મ, કારણ, એ ત્રણ દેહો, તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તી, એ ત્રણ અવસ્થાઓ ને પ્રકાશવાવાલો અહં પ્રત્યય શાક્ષી " તુરીય " એટલે ચોથી માહાકારણ દેહરૂપ મના ય છે. પરંતુ જયારે અદ્વેત એક રસ પરીપુર્ણ બ્રહ્મનુ અપરોક્ષ જ્ઞાન થાય છે, ત્યારે જે ત્રણ દેહ, તથા ત્રણ અવસ્થાઓની અપેક્ષાથી, ચોથુ " તુરીય " નામ અહં પ્રત્યયને મ

લેલુ તેનો લય થઇને "તુરીયાતીત" થાય છે, એટલે ચોથી અવસ્થા રહીત છે તેમ થાય છે. અર્થાત અપરોક્ષ જેને જ્ઞાન થયુ છે, તેના રહ્દયમા અહં પ્રત્યયના સ્ફુરણાનો એટલે હુંપદનો પણ તદન લયથઇ જાયછે, ત્યાંહાં પછી હુંપદના બીજ વીના, અહંકારના વૃક્ષનુ વધવુ કયાંહાંથીજ હોય? તથા એ હુંપદના બીજ વીના, અન્યને દુઃખ, હાની, કે ઇજા દેવાનો સકલ્પ પણ કયાંથીજ થાય? એ રીતે અપરોક્ષ જ્ઞાનનુ માહાત્મછે. તે અપરોક્ષ જ્ઞાનથી અહંકાર તો શુ, પરતુ તેના બીજરૂપ અહં, એટલે હું પ્રત્યયરૂપ વીશેષ ચૈતન્યના અંકુરનો પણ સામાન્ય ચૈતન્યરૂપ બ્રહ્મમાંજ લય થાય છે. અર્થાત હું, તું, ઇત્યાદીક અખીલ વિશ્વ બ્રહ્મ સ્વરૂપજ જાણાય છે. બ્રહ્મથી ભીન સત્તાવાન પોતાનુ જયાંહાં હું પણુજ રેહેતુજ નથી, ત્યાંહાં અહંકાર તથા તેના પરીણામરૂપ પરપીડા આદીક વીશે તો શી કથાજ કેહેવી રહી? તે છતાં અપરોક્ષ જ્ઞાને અહંકાર અથવા અભિમાન ઉતપન થવાનુ ધારવામાં આવે, એ કેટલુ બધુ ભુલ ભરેલુ છે, તે તો એક કોરાણે રહ્યુ, પરંતુ સરવોતમ વેદાંત શાસ્ત્રને નીંદીત ગણવા જેવી હીમત કરે, એ કેટલી બધી અજ્ઞાનતા છે. એ સેહેજમાં સમજાઇ જશે, તે અજ્ઞાનીના ટોલામાં ન દોરાતાં, અપરોક્ષ જ્ઞાન જેમ દ્રઢી ભુત થાય તેમ કરી લ્યો.



## ૫૬.

સુણો સુણોની એ સખી, સજની ભલી,
અપરોક્ષ જ્ઞાન ગ્રહો, સર્વે ભેલા મલી. સુણો.
સ્થુલ સુક્ષમ પ્રપંચ સર્વ, બ્રહ્મ સત્તા વીના નથી ખાલી,
ખોટુ હુંપદ ધારણ કરીને; કાયા શીદને ગાલીરે. સુણો
અસ્તી ભાતી પ્રીય સ્વરૂપ, બ્રહ્મ રહયા સર્વ વ્યાપી,
અખીલ બ્રહ્માંડ બ્રહ્મરૂપ જાણી, ભ્રમણતા નાખો કાપીરે. સુણો
ભીન સત્તાવાન નથીકો ભવમા, બ્રહ્મસ્વરૂપ આપમાની,
ખોટો હુંપદ વેલો કરો નીકંદન, અહંકાર રૂપ તે જાણી. સુણો



## પ્રવેશ ત્રીજો.

### જીવરાજ મનરાજ સરસ્વતી સુમતી સીધ્ધા

### અવીદ્યા કુમતી અસીધ્ધા

### સ્થળ.

### બ્રહ્માંડ ઉતપતી વરણુન વન

### બ્રહ્મમાંથી બ્રહ્માંડ સીરીતે ઉતપન થયું તે વીશે.

**જીવરાજ**—આ પરમાત્માનું સચીતાનંદ બ્રહ્મ રૂપ, સરસ્વતી દેવીની કૃપાથી જાણી મને જે આનંદ થાય છે, તે વાણી વરણવી સકતી નથી. તોપણ "હું બ્રહ્મ છું" હેવા અપરોક્ષ જ્ઞાન વીના મારી મુકતીની સીધ્ધી નથી. માટે હવે ઋગવેદના "પ્રજ્ઞાનંમ બ્રહ્મ" માહા વાકયના ભાવાર્થ પ્રમાણે, મને જે બ્રહ્મનુ પરોક્ષ જ્ઞાન થયુ છે, તે મારો જ્ઞાન સ્વરૂપ આત્મા તેજ બ્રહ્મ છે, એટલે હુંજ બ્રહ્મછું, અથવા "બ્રહ્મ તે હુંજછું" હેવું હવે અપરોક્ષ જ્ઞાન વેલાસર થાય તો સારૂ, સાથી કે વખત વીતે મારી વાંચ્છનાની વ્રધ્ધીનુ દલ ઘમઘોર થતાં, તેના ઘેરાવામાં ઘેરાઇ જાઉછું.

**સુમતી**—જીવરાજ, આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાથી ઉતપન થયુ છે, તેની સીધ્ધતા થઈ ચુકી છે. તેથી તે બ્રહ્મસ્વરૂપજ છે હેવુતો તને જણાયુ હસે. પરંતુ તેની પુર્ણ તસલ્લી ખાતર, એ બ્રહ્માંડ બ્રહ્મમાંથી સીરીતે ઉતપન થયું, તે વીશેનુ તેનુ ઉતપતી વરણન સુક્ષ્મ સાંભલસે, એટલે આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મ સ્વરૂપજછે, હેવી પુર્ણ ખાત્રી તને થઇ જશે, એટલે તે બ્રહ્માંડમા તું પણ આવવાથી તું પણ બ્રહ્મ સ્વરૂપછે, હેવુ તને જ્ઞાન થાય તેમા નવાઈ નથી, માટે એ અખીલ બ્રહ્માંડની ઉતપતીનુ વરણન સાંભલ.

**અવીદ્યા**—સરસ્વતીના સમજાવવાથી તમે માનોછો, કે આ અખીલ બ્રહ્માડનુ કારણ બ્રહ્મ છે, તે શી રીતે ? જેમ કુંભાર ઘટનો કર્તા હોય છે, તેમ આ અખીલ બ્રહ્માંડના કર્તા બ્રહ્મ છે. હેવું તમારૂ માનવું હશે, એટલે તેની ઉતપત્તીના વરણનનું કશું પ્રયોજન જણાતું નથી.

**સાધ્ધા**—વાહવા અવિદ્યા, જીવરાજને પાછો તમે ભમાવવો શીરૂ કર્યો ખરો.

**કુમતી**—હેમાં ભમાવવાપણું શું છે.

**અસીધ્ધા**—આપણા ઉપયોગમા નાના પ્રકારની વસ્તુઓ આવે છે, તે સર્વેના કરતા પુરૂષ જણાય છે. તેમ આ આંકાશના અગણિત ગ્રહના ગોલા વીગરે મલીને જે અ

ખીલ બ્રહ્માંડ થયું છે. તેના પણ કરતા કોઇને માનવામાં અસંભવ જેવું કાંઇ નથી.

**સુમતી**—મનુષ્ય કૃત ચીજોનો મુકાબલો ગ્રહ મંડલ, તથા તારા મંડલ, તથા પ્રથ્વી આદીક ગ્રહ ઉપર જે સ્વભાવીક રીતે ઝાડપાડ, પાંન, જીવજંતુ, પશુ, પક્ષી, પ્રાણી, ઇત્યાદીક જે થાય છે તેની સાથે કરવામાં અસીધ્ધાએ અકલ ઠીક વાપરી, નાના પ્રકારના ઝાડોના નાના પ્રકારના આકારના પાન, ફલ, ફુલ, થાય છે તે અસીધ્ધાની અદભુત અકલ રૂપી કાતરે કાપી તઇયાર કરયા હશે. તથા તેના નાના પ્રકારના રંગ હોય છે, તે પણ અસીધ્ધા એ પોતાની વીલક્ષણવાલાની કલમેથી રંગ્યા હશે, તથા તેના નાના પ્રકારના આકાર છે, તે તેની વીલક્ષણ હથોડી વતી ઘડયા હશે. એતો એક કોરાણે રહ્યુ, પરંતુ કેટલાક પ્રાણીની ઉતપતી ઇંડામાંથી થાય છે, તથા કેટલાકની ઉતપતી ગર્ભથી થાય છે, તે ઇંડ તથા ગર્ભસ્થાનમાં અસીધ્ધા કાતર, કલમ, હથોડી વીગરે લઇ જઇ નાનાપ્રકારના રૂપ આકાર ઘડી રંગ બે રંગો રંગતી હશે. બીજા કોઇની તો એવી ગતી નથી. તે છતાં અસીધ્ધા હાવો ઘેલો મુકાબલો કરે છે, માટે એ નાના પ્રકારની ઘાટ ઘડનારી તથા નાનાપ્રકારના રંગ રંગનારી અસીધ્ધા ખુદને કેહેવી પડે છે.

**સીધ્ધા**—સખી વધારે હાસ્ય આવે એવા વચન બોલીસ નહી. વાંકુ પાડી અસીધ્ધા ઉતરી પડસે. બ્રહ્મને આ બ્રહ્માંડના કર્તા માનવામાં જે દોસ આવતો હોય, તેનુ વીવેચન સરસ્વતી દેવીને કરવાદે.

**સરસ્વતી**—આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉતપન થવાથી, સર્વેનું ઉતપતી સ્થાન બ્રહ્મ હોવાથી, બ્રહ્મને સર્વયોની ગણવામાં દોસ જણાતો નથી, પરંતુ બ્રહ્મને અખીલ બ્રહ્માંડના કર્તા કેહેવાય નહી, અખીલ બ્રહ્માડના કર્તા કેહવામાં જેમ ઘટનો કરતા કુંભાર ઘટથી ભીન છે, તેમ બ્રહ્મથી બ્રહ્માંડ ભીન માનવુ પડે. વલી જેમ ઘટ જુદે સ્થલે હોય ને તેનો કરતા કુંભાર ભીન સ્થલે હોય, તેમ ઘટરૂપી બ્રહ્માંડ જુદે સ્થલે, તથા તેનો કરતા બ્રહ્મ જુદે સ્થલે માનવો પડે તે માંનવુ યથાર્થ નથી. •

**અવીધા**—સાથી યથાર્થ નથી. ?

**સરસ્વતી**—જો બ્રહ્માંડને જુદે સ્થલે, તથા તેનો કરતા બ્રહ્મ જુદે સ્થલે માનીએ તો બ્રહ્મ સર્વ વ્યાપક ન કહેવાતા એક સ્થલ વ્યાપક કહેવાય, જેમ એક સ્થલ વ્યાપક ઘટ ક્ષણભંગુર એટલે ગમેતે ક્ષણે તેનો ભંગ થાય હેવો છે, તેમ બ્રહ્મ સતને બદલે ક્ષણભંગુર થાય, સાથીકે જે સર્વ વ્યાપક નથી, તે સર્વ કાલ વરતી એટલે સત સ્વરૂપ નથી. અથવા જે એક સ્થલ વ્યાપક છે તે એક કાલ વરતી છે, સર્વ કાલ વરતી નથી. 'બ્રહ્મનુ' ખરૂ સ્વરૂપ સર્વકાલ વરતી આદીઅંત વીનાનુ સત સ્વરૂપ સીધ્ધ થઇ ચુકયું છે. માટે તે સીધ્ધતા સાથે તેનુ સર્વ વ્યાપકપણુ પણ સીધ્ધ છે. એટલુજ નહી પરંતુ તેનુ વીભુ એટલે સર્વ વ્યાપકપણુ તથા અનંતપણુ પણ સીધ્ધ કરી ચુકયા છઇએ. માટે સકલ બ્રહ્માંનુ

**સર્વોતમ ઉતપતી સ્થાન બ્રહ્મ હોવાથી બ્રહ્મને 'સર્વયોની' માનવા ઘટે છે પરતુ તેને તેના કરતાનુ વીશેષણ દેવુ ઠીક નથી.**

**અવીધા**—જ્યારે બ્રહ્મને બ્રહ્માંડના કરતા માનતા નથી ત્યારે તે બ્રહ્મને 'સર્વયોની' પણ મનાય નહી, સાથી કે બ્રહ્માંડ પેહેલા ચર્મ ચક્ષુથી સચીતાનંદ બ્રહ્મને કોઇએ જોયા નથી. તથા જ્યારે બ્રહ્માંડજ નહોય ત્યારે કોઇથી જોવાયજ નહી. તથા તેનો કોઇપણ પ્રકારનો આકાર તમે બ્રહ્માંડ પેહેલા માનતા નથી, હેવા નીરાકારમાંથી સાકાર બ્રહ્માંડની ઉતપતી માનવી એ તદન અકલથી વીરૂધ છે.

**સુમતી**—અકલથી વીરૂધ જરાએ નથી.

**સરસ્વતી**—સુક્ષમ તત્વમાંથી મોટુ સ્થુલ ઉતપન થએલુ સદા જોવામાં આવે છે. પશુ, પ્રાણી, માનવીના સ્થુલોની ઉતપતી સુક્ષમ વીર્યબીંદુમાંથી થાય છે. મોટા મોટા વ્રક્ષોની ઉતપતી સુક્ષમ બીજમાથી થાય છે, ઇત્યાદી અનેક પ્રમાણ દર રોજ દેખવામાં આવે છે, તેથી સીધ્ધ છે કે સ્થુલની ઉતપતી સુક્ષમ તત્વમાંથીજ થાય છે. તો નીરાકાર સુક્ષમમાં સુક્ષમ તત્વમાંથી સાકાર ઉતપન થાય, એ તાજુબ જેવુ નથી.

**અસીધ્ધા**—વીર્યબીંદુ કે બીજ વીગેરે સુક્ષમ તત્વ, ચર્મ ચક્ષુના દીઠામાં આવે છે. પરંતુ નીરાકાર સચીતાનંદ બ્રહ્મ દીઠામાં આવતા નથી, તેમાથી આ અખીલ બ્રહ્માંડની ઉતપતી માનવી એ સુન્યમાંથી સાકાર જગતની ઉતપતી માનવા તુલ્ય છે.

**સીધ્ધા**—તમારૂ સુન્યનુ પ્રમાણ એકથી વધારે વારખંડણ થઇ ચુકયુ છે. તેને વારંવાર આગલ ધરવામાં અર્થ સું સરસે. સુન્ય એટલે તો કાંઇજ નહી, હેવુ તમારૂ કહેવુ છે, સચીતાનંદ બ્રહ્મ કાંઈજ નહી, હેવા સુન્યરૂપ નથી, તેમ હોય તો તેમાંથી સાકાર બ્રહ્માંડ ઉતપન થાય નહી. પરંતુ ગમેતેવા પણ સુક્ષમ હોવા છતાં, કાંઇજ નહી હેવા સુન્યરૂપ નથી, કાંઇ છે અને તે કેવા છે, તેનાવીવેચનમાં ચર્મ ચક્ષુથી પણ ન જોવાઈ શકાય હેવા સુક્ષમમાં સુક્ષમ છે, હેવું કહેવામાં જે સુક્ષમમાં સુક્ષમ હોય તે સ્થુલથી અતી વીસ્તારવાન હોય એવોન્યમ છે, તે પ્રમાણે જેના વીશાલ પણાનો અંત કોઇથી લેવાઇ સકે નહી, હેવા અનંત સર્વ વ્યાપક હોવાનુ હમારૂ કેહેવું છે, એટલે સુક્ષમમાં સુક્ષમ તેમ મોટામાં મોટા બ્રહ્મ હોવાથી તેમાંથી સાકાર બ્રહ્માંડરૂપ સ્થુલ ઉતપન કેમ નાથાય.?

**અસિધ્ધા**—તેતો તમો જાણો, હમને તો તમારૂ કહેવુ સઘલુ તાજુબ જેવુ લાગે છે,

**સુમતી**—સમુદ્રના કીનારા ઉપરની રેતીનો કણ ભુમીમાં દાટી ગમેતેટલુ પાણી છાંટયાં કરીએ તેથી મોટુ વ્રક્ષ ઉતપન થાય નહી, પરંતુ વડ વ્રક્ષનુ બીજ જો કે સુક્ષમમાં સુક્ષમ છે તોપણ તે તથા જલ પ્રથ્વીના સંયોગથી તેમાંથી થડ ડાલો પાંતરા પુષ્પ વીગેરે સહીત મોટું વ્રક્ષ ઉતપન થાય છે, તેથી સમજાય છે કે, એ બીજ જોકે સુક્ષમમાં સુક્ષમ છે તોપણ તેની અંતર ભુત મોટું થડ ડાલો પાંતરાં ફુલ વીગેરે વીશાલ સમુદાય વાલા વ્રક્ષનુ અદભુત સ્વરૂપ સુક્ષમ અંસે સમાયલુજ હોય છે. અથવા તેની ઉતપતીનો સં

સ્કાર રહયો છે. તે સંસ્કાર રેતીના કણમાં નથી. તેજ રીતે સુન્ય સ્વરૂપ કે રેતીના કણ રૂપ સંસ્કાર રહીત બ્રહ્મ નથી, એટલુજ નહી પણ વડ વ્રક્ષના બીજ રૂપ સુક્ષમમાં સુક્ષમ પણ બ્રહ્મ નથી, પરંતુ ચર્મ ચક્ષુથી જોવાઇ સકે નહી હેવા સુક્ષમ છતાં, જેના વીશાલપણાનો અંત આવે નહી હેવા મોટામાં મોટા અનંત સર્વ વ્યાપક સ્વરૂપ છે. તે છતાં તેને વડ વ્રક્ષના બીજ રૂપ સુક્ષમમાં સુક્ષમ ફકત માનો, તોપણ જેમ તે બીજની અંતરભુત વડ વ્રક્ષનુ વીસાલ અદભુત સ્વરૂપ સુક્ષમ અંસે સમાયુ હોય છે, અથવા તે ઉતપન થવાનો સંસ્કાર રહયો છે, તેમ બ્રહ્મમાં પણ અખીલ બ્રહ્માંડ રૂપ વીશાલ વ્રક્ષનુ અદભુત સ્વરૂપ સુક્ષમ અંસે સમાયલુ હોય છે, અથવા તે માયાના યોગથી ઉતપન થવાનો સંસ્કાર રહયો છે. એટલુજ નહી પરંતુ તે જગત વ્રક્ષની ઉતપતી સાથે સ્થીતી તથા લયનો સંસ્કાર પણ રહયો છે, તેમાં તાજુબ જેવું સું છે. ?

**કુમતી**—એતો ઠીક, પરંતુ જે ચર્મ ચક્ષુથી પણ ન જોવાય તે છે એ કેમ મનાય. ?

**સુમતી**—ચર્મ ચક્ષુથી જોવાય તેનેજ છે એવુ માનવુ એ પ્રમાણ નથી. ચર્મ ચક્ષુથી ન જોયુ હોય તેવાની પણ હયાતી માનવામાં આવે છે, તે પ્રમાણ તમારી સખી વિપ્રીતભાવનાએજ સુન્યવાદની ચરચામાં જે દ્રષ્ટાંત આપી સીધ્ધ કરયું છે, તે દ્રષ્ટાંત ફરીને જુદે સ્વરૂપે જરા અધીક ખુલાસા સાથે કહુંછુ, કેમકે તેવીના તમે વારંવાર સુન્યનુ પ્રમાણ આગલ લાવતા બંધ પડો એમ નથી. એક પુરૂસના વીર્યથી એક સ્રીના પેટમાં ગર્ભ રહયો, તે પછી તે પુરૂષ પ્રદેશ ગયો, તે પછી તે સ્રીને પુત્રનો જન્મ થતાં, તે મોટો થએ ચર્મ ચક્ષુથી પોતાના પીતાને જોયા ન છતાં, પોતાનો પીતા ગમે ત્યાં પણ છે એમ તે માને છે તેમ આ અખીલ બ્રહ્માંડ પુત્ર રૂપ ગણો, તેના પીતા સચીતાનંદ બ્રહ્મને ચર્મ ચક્ષુથી જોયા હોય નહી, તોપણ ઉપર પ્રમાણે તેની હયાતી માનવી મુનાસબ છે. સાથી કે તેમ નકરીએ તો વંઝાના પેટથી જેમ સંતતી થાય નહી, તેમ આ અખીલ બ્રહ્માંડજ હોવુ નજોઇએ, તેતો પ્રત્યક્ષ છે, ત્યારે તેનુ ઉતપતી સ્થાન પણ હોવુ જોઇએ, તે સચીતાનંદ બ્રહ્મ માનવામાં હવે તકરાર સી રહી. ?

**કુમતી**—તકરાર એટલીજ રહી છે કે સુક્ષમમાં સુક્ષમ નીરાકારમાંથી સાકાર દીર્ધસ્થુલ વાલુ બ્રહ્માંડ સીરીતે ઉતપન થાય. ?

**સરસ્વતી**—સુક્ષમમાં સુક્ષમ સાકાર વીર્યબીંદુ, તથા વ્રક્ષ બીજમાંથી મોટામાં મોટા સ્થુલો થાય છે, તેનો ખુલાસો થઇ ગયો છે. તે ઉપરાંત નીરાકાર તત્વમાં આકાશમાંથી વાદલ ઉતપન થએલુ જોઇએ છઇએ. આકાસ મનથી માત્ર ગ્રહણ થાય છે. ચર્મ ચક્ષુથી જોવાતુ નથી, વાદલા ચર્મ ચક્ષુથી જોવાય હેવા છે, તોપણ બીજા સ્થુલોથી સુક્ષમ છે, તે છતાં તેમાથી મેઘમંડલનુ સ્થુલ ઉતપન થએલુ દીઠામાં આવે છે, મેઘમંડલનુ સ્થુલ ચર્મ ચક્ષુઓથી જોવાઇ સકે હેવુ છે, તોપણ હાથમાં પકડી સકાય હેવુ નથી, તેમાથી મેઘમંડલના વરસાદના કરાં તથા બીંદુઓ હાથમાં લેવાઇ સકાય હેવા ઉતપન થએલા જોઇએ છઇએ,

વરસાદના બીંદુઓ હાથમાં લેવાઇ સકાય હેવા છે. તોપણ સઘલા ઝીલી લેવાય હેવા નથી, તે છતાં તેમાંથી મોટા મોટા સરોવર ભરાય છે, તથા નદીઓમાં મોટી મોટી રેલો આવે છે. એ રીતે નીરાકાર સુક્ષમમાં સુક્ષમ આકાસમાંથી ઉપર પ્રમાણે દીર્ઘ. સ્થુલવાલા સરોવરો તથા નદીયોમાં પુર ભરાયલા જોવામા આવે છે. તેવીજ રીતે સુક્ષમમાં સુક્ષમ નીરાકાર સચીદાંનંદ બ્રહ્મમાંથી સાકાર અખીલ બ્રહ્માંડની ઉતપતી જરાએ તાજુબ ભરેલી નથી.

**મનરાજ**—આ સંવાદથી પણ કુમતીનુ સમાધાન થએલુ હોય એમ જણાતુ નથી એટલો બધો એની બુધ્ધીનો પ્રહણ યોગ શા સારૂ થતો હશે ?

**અસીધ્ધા**—જરા મર્યાદા રાખી ભાષણ કરો તો સારૂ. સખી કુમતી ચાલ, હેવા મેણા ઓઠાથી શું હથેલીમાં ચાંદ આવશે કે શું ?

**સીધ્ધા**—ગગનમાં ગર્ભિત રહેલી અગ્ની ચર્મ ચક્ષુથી જણાતી નથી, પરંતુ અરસપરસ જયારે વાદળાંઓની ઘસણ ક્રીયા થાય છે, ત્યારે વીજલીઓના ઝબકારા આપણે વર્ષા રૂતુમાં રોજ જોઇએ છીએ, તેવીજ રીતે સર્વ સ્થળે ગર્ભિત રહેલી સામાન્ય અગ્ની ચર્મ ચક્ષુથી દેખાતી નથી, પરંતુ હોમ હવન કરવા સારૂ જયારે આપણે કાષ્ટનુ ઘસણ કરીએ છીએ, તથા દેવતા સારૂ ચકમકનુ ઘસણુ કરીએ છીએ, ત્યારે તે સામાન્ય અગ્ની વીશેશરૂપે પ્રજ્વલીત થાય છે, તે ચર્મ ચક્ષુના જોવામાં આવે છે એટલુજ નહી પરંતુ એ પ્રજ્વલીત થએલી અગ્ની વસ્તીમાં મોટા મોટા શૈહેરો સળગાવી દે છે, તથા વનમાં પણ તેને વડે દાહ સળગી મોટા વીસ્તારમાં અદભુત દેખાવ દે છે, તેમ ચર્મ ચક્ષુથી દીઠામાં આવે નહી એવા સુક્ષમમા સુક્ષમ નીરાકાર બ્રહ્મમાંથી સાકાર સ્થુલ બ્રહ્માંડ ઉતપન થાય એ જરાએ તાજુબ જેવુ નથી.

**અવીદ્યા**—ગગનમાં જલ, તથા સામાન્ય અગ્નીના, તથા આકાશ ખુદના દ્રષ્ટાંત આપ્યા તે પ્રથ્વીથી જલ, જલથી તેજ, તેજથી વાયુ, તથા વાયુથી આકાશ, જેમ અધિક અધિક સુક્ષમ છે તેમ તે અધિક અધિક એક બીજાથી વધારે વ્યાપક છે. તેમાંથી અથવા તેમના સુક્ષમ અણુઓના એકઠા થવાથી, દીર્ઘ જલ તેજ વીગેરેના સ્થુલો ઉતપન થાય તેમા નવાઇ નથી, તેમ બ્રહ્મમાંથી બ્રહ્માંડ ઉતપન થવાનો સંભવ કેમ મનાય ?

**સરસ્વતી**—વાહવા ઠીક થયું. પ્રથ્વીથી દસગણુ જલ વ્યાપક છે, જલથી દસગણું તેજ, તેજથી દસગણો વાયુ, તથા વાયુથી દસગણુ આકાશ, આકાશથી દસગણુ મન, તથા મનથી દસગણી માયા, એ રીતે સર્વનો અંત ગણી તે માયા બ્રહ્મના એક અંશમાં છે, એવું શાસ્ત્રમાં કહીને બ્રહ્મનો અંત નથી હેવું તેનુ અનંતપણુ સીધ્ધ કરી સર્વ વ્યાપકપણુ પણ આપણે સીધ્ધ કરી ચુકયા છીએ. નૈયાયીક મતને અનુસારી આકાશાદીકને પણ વીભુ માને છે, તોપણ આકાસાદીકનુ વ્યાપક પણુ તમારાજ કેહેવા પ્રમાણે એક

એકથી અધિક પરસ્પર ભુતોની દ્રષ્ટિથી છે, તે સૌપેક્ષીક વ્યાપકતા કેહવાય છે. તથા અ મુક અમુક હદ અથવા અંતમાં રહેલી જાણાય છે. બ્રહ્મની વ્યાપકતા નીરપેક્ષીક છે, એ ટલુજ નહીં પરંતુ તે વ્યાપકતાનો કોઇથી પણ અંત લેવાઇ શકાય એમ નથી, તેથી તે સર્વવ્યાપક છે. જ્યારે એક એકથી વધારે વધારે સુક્ષમમાં સુક્ષમ, અને આકાશ જેવા નો રાકાર તત્વ, કે જેની વ્યાપકતા બ્રહ્મની વ્યાપકતા જેવી અનંત અને પરીપુર્ણ નથી, તે માંથી સ્થુલ ઉતપન થાય છે, તો બ્રહ્મ કે જે સર્વથી સુક્ષમ છે, તથા સર્વ વ્યાપક સ્વરૂપ છે, તેમાંથી સાકાર બ્રહ્માંડ ઉતપન થાય તેમા નવાઇ નથી. પ્રથ્વી, જલ, તેજ, આદીક સુ ક્ષમ ભુતોમાંથી તેના સુક્ષમ અણુઓના સંયોગથી સ્થુલોની ઉતપતી જ્યારે માનો છો, તે વખતે સ્વીકારીએ તોપણ, આકાસાદીક સુક્ષમ ભુતો કયાંથી થયા, તેના વીચારમાં સુક્ષમ માં સુક્ષમ અને સર્વ વ્યાપક બ્રહ્મમાંથી એ સુક્ષમ ભુતોની ઉતપતીનો જરા અસંભવ ન થી, શાથી કે જ્યારે સુક્ષમ ભુતોમાંથી સ્થુલો ઉતપન થાય છે, ત્યારે સુક્ષમમાંથી સુક્ષમ ઉ તપન થાય તેમાં શી નવાઇ? સુક્ષમમાં સુક્ષમ અને સર્વ વ્યાપક બ્રહ્મ વીના સુક્ષમ ભુ તોની ઉતપતીનો સંભવ નથી, તેજ સુક્ષમ ભુતો, કે જેને વડે સ્થુલો ઉતપન થયાનુ તમે માનો છો, તે વીના સ્થુલ બ્રહ્માંડની પણ ઉતપતીનો સંભવ છે નહીં, એટલે આખર આ ભૌતીક બ્રહ્માંડની ઉતપતીનુ કારણ બ્રહ્મ છે, અથવાને એ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉ તપન થયું છે, એ નીરસંશય પણે હવે સીધ્ધ થાય છે.

**મનરાજ**—વાહવા અવિદ્યાએ પોતાનાજ સહસ્ત્ર વડે, પોતાનાજ મસ્તક છેદન કરવા જેવી સકાઠીક લીધી, આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉતપન થયુ છે, તે વીશે મને હ વે જરા પણ સંશય રહયો નથી, માટે એ બ્રહ્મમાંથી બ્રહ્માંડ શી રીતે ઉતપન થાય છે, તેનો ખુલાસો કરવો અવિદ્યા વાગેરેની ભ્રમાણતા ભરેલી તકરારોમાં રહી જાય છે તે કરો.

**સરસ્વતી**—આ અખીલ બ્રહ્માંડની ઉતપતીનુ કારણ બ્રહ્મ છે, એ સિધ્ધ થઈ ચુ કેલુ હતુ તે છતાં હમણા અધીક સિધ્ધ થયું. કારણ બે પ્રકારના હોય છે. એક ઉ પાદાન, તથા બીજું નીમીત. ઘટ મ્રતીકામાંથી બને છે, તે મ્રતીકા તે ઘટનુ ઉપાદા ન કારણ છે, તથા તે ઘટને બનાવવાવાલો કુંભાર નીમીત કારણ છે. ઘટ કરવા ઉપાદા ન કારણ મ્રતીકા શીવાય નીમીત કારણ કુંભાર પણ જોઇએ. તેમ જગતના બે કારણ નથી, એકજ બ્રહ્મ જગતના કારણ છે. તે બ્રહ્મને ગમે તો ફકત ઉપાદન કારણ કહો, અથવા તે એકનેજ ઉપાદાન તથા નીમીત કારણ કહો, એટલે એકજ બ્રહ્મ નીમીત તથા ઉપાદાન કારણરૂપ થઇ બ્રહ્માંડને રચે છે એમ સમજવું.

**કુમતી**—આ આખા બ્રહ્માંડના પડદામાં હેવું કોઇ એકે દ્રષ્ટાંત દીઠામાં આવતુ ન થી. ઘટની જેમ મ્રતીકા ઉપાદાન કારણ છે, તથા કુંભાર નીમીત કારણ છે, તેમ બે કારણો સઘલે ઠેકાણે દીઠામાં આવે છે. પરંતુ એકથીજ ઉતપતી થએલાનુ દ્રષ્ટાંત જ ણાતું નથી તે આપીને ખુલાસો કરો.

**સરસ્વતી**—આજ પ્રસંગમાં ખુલાસો થઇ ગયો છે, તે પ્રમાણે જ્યાંહાં જ્યાંહાં મનુષ્ય કૃત ચીજો જોશો, ત્યાંહાં ઘટ માફક ઉપાદાન તથા નીમીત બે કારણો પ્રતીકા તથા કુંભારની માફક દ્રષ્ટીએ પડશે. પરંતુ એ મનુષ્ય કૃત ચીજો શીવાય સઘલી શ્રષ્ટિ ખોલી વલશો, તેમાં કુંભારની માફક નીમીત કારણ જુદુ જાણાશે નહી. પ્રથ્વીમાંથી નાના પ્રકારના વૃક્ષાદિક થાય છે, તેના ઉપાદાન કારણ, અથવા ઉપાદાન તથા નીમીત હરદો કારણોનો સમાસ, પ્રથ્વી, અથવા જે ભુતોના સંયોગે એ વૃક્ષો, પશુ, પક્ષી, પ્રાણીઓ, મનુષ્યો વીગેરે અનેક થાય છે તેમાં થશે. તેના દ્રષ્ટાંતો આપતાં પાર આવે એમ નથી. સ્વભાવીક શ્રષ્ટિમાં અથવા બ્રહ્માંડમાં જે જે જોવામાં આવે, તે સઘલા અનેક અગણિત દ્રષ્ટાંતો છે, તે છતાં જોવામાં ન આવે એ કેવલ બુધ્ધિનોજ દોષ છે.

**મનરાજ**—એ વાત તો ખરી. તોપણ ઉપાદાન તથા નીમીત હરદો કારણરૂપ બની, બ્રહ્મમાંથી બ્રહ્માંડની રચના શી રીતે થાય છે, તે કુમતીને સમજવા સારૂ એકાદ દ્રષ્ટાંત દરશાવો તો ઠીક.

**સરસ્વતી**—ઠીક દરશાવુ છું. જેમ ઉરણનાભીજતું અથવા કરોલીયો પોતાના મુખમાંથી તંતુ પસારે છે, તથા પોતેજ તેને રચી પોતેજ રમે છે, તથા જેમ સ્વપ્નના પદાર્થરૂપ પુરૂષ આપ પોતેજ થઈ, આપ પોતેજ રચના કરી, આપ પોતેજ રમે છે, તેમ આત્મા માયાના યોગથી આપ પોતેજ જગતરૂપ થયા છે, તથા આપ પોતેજ જગતમાં વ્યાપી રહ્યા છે, તથા આપ પોતેજ રમે છે, એટલે જગતના દ્રષ્ટા થઇને દેખે છે, પરોક્ષ અપરોક્ષથી જગત આત્મા પોતેજ થાય છે, તથા આપ પોતેજ પ્રકાશે છે, હેવું શ્રુતી વાકય છે, એટલુંજ નહી પણ શ્રી કૃષ્ણ ભગવાને પણ કહ્યું છે કે પ્રથ્વીઆદી ભુતોમાં હુંજ વ્યાપી રહો છું, તથા માયાથી ધારી પણ હુંજં રહો છું, સર્વ જગત મારાથી ઉતપન થયું છે, તથા મારામાંજ સ્થીત છે, તથા મારામાંજ સર્વ લય થાય છે. આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મથી ઉતપન થયું છે, તે સિધ્ધતા શીવાય તે બ્રહ્માંડની ઉતપતી પેહેલાં, બ્રહ્માંડ કાલમાં, તથા બ્રહ્માંડનો અંત એટલે લય પ્રછી, સર્વ કાલમાં તથા સર્વ સ્થલે સર્વ વ્યાપક એક એજ બ્રહ્મ છે હેવું પણ સિધ્ધ થઇ ચુકયું છે, એટલે એ ભગવત વાકયમાં જરાપણ સંશય લેવા જેવુ નથી.

**અસીધ્ધા**—એમ તો કેમ બને ? જ્યારે અખીલ બ્રહ્માંડની ઉતપતી, સ્થીતી, તથા લયના કારણરૂપ એકજ બ્રહ્મ છે ત્યારે તે વીકારી થવાના.

**સીધ્ધા**—ના કદી નહી. આત્માને વીશે અથવા બ્રહ્મમાં જગતની ઉતપતી કરવાની ઇચ્છા હોતી નથી, તેમ સ્થીતી તથા લય કરવાની પણ ઇચ્છા હોતી નથી, સ્વભાવીક ઉતપતી સ્થીતી તથા લય થાય છે. જેમ આકાશમાં વાયુ યોગથી સ્વભાવીક મેઘ ઉપજે છે, તથા રેહે છે, તથા લય થાય છે, પરતુ આકાશમાં એવી કાંઇ ઇચ્છા નથી, તથા જેમ સાગરમાં પણ વાયુ યોગથી અનેક બુદબુદા ઉપજે છે, તથા રેહે છે, પછી લય થાય છે, પ

રંતુ સાગરમાં એવી કાંઇ ઇચ્છા નથી, સાગર તો જેમનો તેમ છે. તેમ માયા અવિદ્યાના યોગથી અનેક સર્ગ ઉપજે છે, તથા સ્થીત રહે છે, તથા લય થાય છે, પરંતુ આત્મા તો ઇચ્છા રહીત જ્યાંહાંનો ત્યાંહાં સદા પોતાના મહીમામાં સ્થીત છે. જેમ રજ્જુ એટલે દોરી સાથે અંધકારનો યોગ થતાં, તે સંયોગના સ્વભાવેજ સર્પરૂપ ઉપજે છે, રેહે છે, તથા લય થાય છે, તે સર્પરૂપ થવા, તથા રેહેવા, તથા લય થવાની રજ્જુમા ઇચ્છા બીલકુલ હોતી નથી, તેમ માયા અવિદ્યાના યોગથી તેની મેલેજ સ્વભાવેજ જગત ઉપજે છે, રેહે છે, તથા લય થાય છે. એ રીતે પરમાત્માની અદભુત અને અકલ ગતી છે, તેના હવે હું ગુણ ગાઊં છું તે સાંભલો.

---

## ૫૬.

( તુ તોરે દીલ સાચુ માન, વાત કેહે મનોહરી—એ રાગ )

અકલ કલા છે ગોવીંદ તારી, કોણ જાણે તારી ઘહન ગતી. અકલ.
અનંત ને વલી સ્વયંમજયોતી, વ્યાપક છો સર્વમાં હરી,
રહું નીરાકાર નારાયણથી, સકલ ભુ બ્રહ્માંડ ભરી. અકલ.
ચર્મ ચક્ષુ તુને નીરખે નહી પ્રભુ, અતી સુક્ષમ તારી તેજ રતી,
જ્ઞાન ચક્ષુના ચસ્મા વીના હરી, કોણ જાણે તુને જોગી જતી. અકલ.
સર્વયોની રૂપછો પરમાત્મા, સાકાર સર્વના મહીપતી,
નીરંજન નીરાકાર નીરાલા, શીદને અચંબો પામે મતી. અકલ.
નીરાકાર ગગન મધે જો, નીપજે વાવાદલ વીજલી,
ગાજે ગર્જના મેઘ મંડલમાં, જોને વરશા બુંદ પડે છે વલી. અકલ.
વરશે જલ જોને ભરયા સરોવર, જલપુર આવે ભરપુર નદી,
ગગન નીરાકાર મુલ સર્વનુ, શું કયન કરૂં ગતી મુખ વદી. અકલ.
અદર્સ પડી જો સામાન્ય અગ્નો, અંતરભુત ગગને વીજલી,
પ્રકાસ કરે જેમ પ્રશાણ ક્રીયાથી, તેમ જગત રચ્યુ સર્વ પ્રજલી. અકલ.
સાગર રૂપછો સચીદાનંદ, પરપોટા રૂપ આ બ્રહમંડલો,
જલતરંગ જલ રૂપ જાણી, સ્વરૂપ પ્રભુનુ લોને કલી. અકલ.
સુવાર્ણના અલંકાર બનાવ્યા, સુવર્ણ થાય સર્વ ગલી,
મીશ્રી તણા કરયા મનહર માણકા, ચુર્ણ થયે થાય મીશ્રી ભલી. અકલ.
સચરાચરછો હેવા પ્રભુજી, સર્વ જગત અંતરયામી,
ભક્ત વત્સલ થઇ કૃપા કરોને, ભવપાર કરો દુખડા વામી. અકલ.

---

## પ્રવેશ ચોથો.

### જીવરાજ મનરાજ સરસ્વતી સુમતી સીધ્ધા

### સ્થળ.

### બ્રહ્માનંદ વન.

### બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉતપન થતા બ્રહ્મ સ્વરૂપ છે તે વીચારે અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તી.

**સુમતી**—હે જીવરાજ, આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી જે રીતે ઉતપન થયુ છે, તેનો સંપુર્ણ ખુલાસો તને થઇ ગયો, એટલે હવે તુ "પોતેજ બ્રહ્મ છે" હેવી તને પ્રતીતી થશે ખરી.

**મનરાજ**—તે કેવી રીતે તે કૃપા કરી સમજાવો.

**સુમતી**—આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી સીરીતે ઉતપન થયુ, તેનો સાર તારા સમજ્યા પ્રમાણે કેહે એટલે ખુલાસો થશે.

**મનરાજ**—જેમ માહાવીશાલ સાગરમાંથી અસંખ્ય પરપોટા ઉતપન થાય છે, અને તે જેમ સમુદ્રમાં પાછા સમાઇ જાય છે, માહા વીશાલ આકાસમાંથી જેમ નાના પ્રકારની વાદલીઓ ઉતપન થાય છે, અને તે પાછી આકાસમાં સમાઈ જાય છે, સુનામાંથી જેમ નાના પ્રકારના અલંકાર ઉતપન થાય છે, તથા તે અગ્નીમાં ગલી જતા પાછુ સુનુ થઇ જાય છે, ખાંડમાંથી જેમ નાના પ્રકારના રમકડા થાય છે, તથા તેનો ભુકો થએથી પાછી ખાંડ થઈ જાય છે, તેમ આ સચીતાનંદ બ્રહ્મમાંથી આ અખીલ બ્રહ્માંડ ઉતપન થયુ છે તથા બ્રહ્મમાંજ તેનો લય થાય છે.

**સરસ્વતી**—વાહાંવા મનરાજ. તમે બ્રહ્માંડની ઉતપતીનો સાર ખરેખરો કહ્યો. માહા વીસાલ સાગરમાંથી અસંખ્ય પરપોટા ઉતપન થાય છે તે સાગર રૂપ કેહેવાય, આકાસમાંથી જે નાના પ્રકારની વાદલીઓ ઉતપન થાય છે તે આકાસ રૂપ મનાય, સુનામાથી જે નાના પ્રકારના ઘરેણા થાય છે તે સુવર્ણ રૂપજ ગણાય, તથા ખાંડમાંથી જે નાના પ્રકારના રમકડા થાય છે તે ખાંડ રૂપજ હોય, તેમ આ અખીલ બ્રહ્માંડ જે બ્રહ્મમાંથી ઉતપન થયુ છે તે પણ બ્રહ્મ સ્વરૂપ જણાય તેમાં નવાઇ નથીં.

**મનરાજ**—આ અખીલ બ્રહ્માંડ કે જે બ્રહ્મમાંથી ઉતપન થયુ છે તે બ્રહ્મ સ્વરૂપછે એ વીશે મારા દીલમાં હવે કાંઈ શંકા રહી નથી.

**સરસ્વતી**—શંકા લેવાનો કાંઈ રસ્તો પણ નથી. જો હોતતો અવીંધ્યા દેવી અથવા તેની સખીયો પધારયા હોત જે માંથી જે ઉતપન થાય તે કારણ કેહેવાય, તથા

જે ઉતપન થયુ તે કાર્ય કેહેવાય, તે કાર્ય પોતાના કારણ રૂપ હોય તેમાં નવાઇ નથી. મ્રતીકામાંથી સુશોભીત પુતલા બનાવ્યા, તે પુતલા મ્રતીકાનુ કાર્ય, તથા તે કાર્યનુ કારણ મ્રતીકા છે. પુતલા મ્રતીકા રૂપ છે તેમાં નવાઈ નથી, તેમ કાર્ય કારણ રૂપ હોય તેમાં પણ નવાઇ નથી. તેવીજ રીતે આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉતપન થયુ છે, તેથી બ્રહ્માંડ કાર્યનું કારણ બ્રહ્મ છે, તે કાર્ય બ્રહ્માંડ જેમાંથી ઉતપન થયું તે કારણ બ્રહ્મ સ્વરૂપ હોય તેમાં લેશ માત્ર પણ શંકા લેવાઇ શકે એમ નથી.

**મનરાજ**—આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉતપન થયું તેથી તે દેખીતુ બ્રહ્મસ્વરૂપ છે, તે છતાં તેનુ ભીન ભીન રૂપ, તથા ભીન ભીન નામ, કોણે કલપ્યા તે જાણવા મારી વાંછના છે.

**સીદ્ધા**—બ્રહ્મસ્વરૂપના અજ્ઞાને કરીને જગતની પ્રતીતી, તથા જ્ઞાને કરીને જગતની નીવ્રતી થાય છે. ખરી રીતે જોતાં જગત છેજ નહી. સર્વ જગત પ્રપંચ બ્રહ્મરૂપ છે, તે છતાં બ્રહ્મસ્વરૂપના અજ્ઞાને એટલે અવીદ્યાએ સઘલા રૂપ તથા નામ કલ્પ્યા છે.

**મનરાજ**—ઠીક બીજો ભેદ જાણ્યો. આ પોતાનુ ભોપાલુ આ પ્રસંગે બાહાર પડયા વીના નહી રેહે, હેવું જાણી અવીદ્યા દેવી તથા તેની સખીંયો આજ પધારયા નહીં હોય, એ ભીન ભીન રૂપ તથા નામ શી રીતે કલપ્યા તે સમજાવો.

**સુમતી**—માહાસાગરમાં એક ઘણોજ મોટો મગર મચ્છ રેહેતો હતો. તેનુ આખુ શરીર જલમાં ડુબેલું હતુ. માત્ર તેનુ પુછડુ જલ ઉપર જણાતુ હતુ, તે પણ એટલુ બધુ મોહોટુ હતુ કે તે સમુદ્રમાં એક ફરતા વાહાણના માણસો મધેથી કોઇએ તેને ડુબેલુ વાહાણ કલપ્યું, કોઇએ સઢ વીનાની હોડી કલ્પી, કોઇએ ખડક કલ્પી, કોઇએ નાહાનો સરખો દ્વીપ કલપ્યો, પછી તો તે મગર મચ્છનુ આખુ સ્થુલ જલ ઉપર આવ્યુ, એટલે સરવેએ જાણ્યુ જે એ તો મગર મચ્છનુ પુછડુ છે, ડુબેલુ વ્હાણે નથી, હોડીએ નથી, ખડકે નથી, તેમ દ્વીપ પણ નથી, આ દ્રષ્ટાંતમાં પ્રંથમ સરવે માણસોના જાણવામાં નોહોતુ કે આ મગરમચ્છ છે, એઅજ્ઞાનતાને લીધે પ્રથક પ્રથકને નાના પ્રકારની ભ્રાંતી થઈ, તથા તે ભ્રાંતીથી જુદુ જુદુ રૂપ તથા નામ કલપ્યુ. મગર મચ્છનુ જાણ પણુ, અ થવાને જ્ઞાન હોત તો આમ થાતજ નહીં. તેજ પ્રમાણે બ્રહ્મસ્વરૂપના અજ્ઞાને કરીને, એટલે અવીદ્યા દેવીએ, આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મસ્વરૂપ છે તે છતાં તેનુ ભીન ભીન રૂપ તથા નામ કલપ્યુ છે, જેમ ઉપલા દ્રષ્ટાંતમાં ભ્રાંતીથી માલુમ પડેલી હોડી, વાહાણ, ખડક દ્વીપ મધેથી કોઈપણ હતુ નહી, તેમ જગત, વીશ્વ, કે બ્રહ્માંડ છેજ નહી, બ્રહ્મજ છે.

**મનરાજ**—વાહવા, દ્રષ્ટાંતતો ઘણુજ સારૂ આપ્યુ.

**સુમતી**—બીજા અનેક દ્રષ્ટાંતો છે, કોઇ જગાએ અંધારામાં કોઈ ઝાડનુ થડ ઊભુ હોય, તેના અજ્ઞાનપણામાં કોઈ તેને માણસ, ભુત, વીગેરે કલ્પે છે, તથા દોરી અંધારામાં પડી હોય, તેને સર્પ, જલની ધારા વીગેરે કલ્પે છે, તે સર્વને ઝાડના થડ, તથા દો

રીનુ જાણપણુ હોત તો પ્રથક પ્રથક રૂપ તથા નામ કલ્પતજ નહીં, તથા ભ્રાંતી થાતજ નહી. થડ તથા દોરીની અજ્ઞાનતામાં ભ્રાંતી થતાં, તે ભ્રાંતી કાલમાં પ્રથક પ્રથક રૂપ તથા નામ કલપ્યા, તેનુ હેવાતન માત્ર ભ્રાંતી કાલમાંજ છે. થડ તથા દોરીનુ જ્ઞાન થયુ એટલે ભ્રાંતી રેહેતી નથી, એટલુંજ નહી પરંતુ તે થડ તથા દોરીની અજ્ઞાનતામાં જે ભીન ભીન રૂપ તથા નામ કલ્પેલા તે પણ રેહેતા નથી, તેમ જ્યાંહાં સુધી બ્રહ્મસ્વરૂપ જાણ્યુ નથી ત્યાંહાંસુધી, તે અજ્ઞાનતારૂપી અવીદ્યા દેવી આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મસ્વરૂપ છે, તે છતાં તેનુ ભીન ભીન રૂપ તથા નામ કલ્પે છે, પરંતુ બ્રહ્મસ્વરૂપ જાણ્યુ એટલે જગત, વીશ્વ, કે બ્રહ્માંડ કયાંહાં ઉડી જાય છે તે પણ જણાતુ નથી, જેમ ખરી રીતે હતુજ નહી તેમ થાય છે.

**જીવરાજ**—તે શી રીતે તે સમજાવો.

**સીદ્ધા**—અવીદ્યાનુ ધારેલુ ભીન ભીન રૂપ સરવે મીથ્યા છે, તે સમજાવવા જુજ દ્રષ્ટાંત કહુ છું, જે સદા કાલ નભે નહી તેને મીથ્યા, તથા જે સદા હોય તેને સત કેહેવાય છે, ઘણીજ ઠંડ પડવાથી સીંધુ નદીનુ પાણી ઠરી જતાં ગાંઠા બંધાયા, તેનુ ભીન રૂપ તથા નામ બરફ કલપ્યુ, પરંતુ ઉષ્ણ કાલમાં સુર્યનો તીક્ષણ તડકો પડવાથી, તે ગાંઠા ગલી જવાથી બરફ રૂપ કે બરફ નામ રેહેતુ નથી, એ બરફ કાર્ય કારણરૂપ જલમાંથી ઉતપન થયુ, તે જલરૂપ થઇ જાય છે, તે જલતો સીંધુ નદીમાં અધીક કાલ રેહેછે. બરફ રૂપ કે બરફ નામનુ હેવાતન માત્ર શીત કાલમાંજ છે, માટે તે મીથ્યા સેહેજે સમજાશે.

**જીવરાજ**—હા એતોસત મીથ્યાનો ભેદ સમજ્યો, બીજુ એ વીશે દ્રષ્ટાંત આપો તો ઠીક

**સીધ્ધા**—એ વીશે દ્રષ્ટાંતતો ઘણાં છે. તે કેહેતા પાર આવે એમ નથી, પરંતુ આ પેલાજ દ્રષ્ટાંત ફરીને અવલોકન કરૂ છું. સુવર્ણના નાના પ્રકારના અલંકાર તથા ખાંડના રમકડા બનાવ્યા, અલંકાર અગ્નીમાં પડયા એટલે પાછુ સુવર્ણ થઇ જાય છે, તથા રમકડા બાલકોએ ચુર્ણ કરી નાખ્યા એટલે પાછી ખાંડ બને છે. અલંકાર તથા રમકડાનુ ભીન ભીન રૂપ તથા નામનુ હેવાતન સુક્ષમ કાલવરતી છે માટે મીથ્યા છે. સુવર્ણ તથા ખાંડ, અલંકાર તથા રમકડા બન્યા તે પેહેલાના, તથા અલંકાર તથા રમકડાંની પ્રતીતી વખતમાં, તથા તે પછીના ત્રણે કાલમાં રેહે છે, માટે તે અધીક કાલવરતીછે. મીથ્યા હોય તે સત કેહેવાય નહી, માટે મીથ્યા નામરૂપ કેવલ અસત કલ્પીતજ માનવાના છે.

**મનરાજ**—હવે અધીક દ્રષ્ટાંતની જરૂર નથી, સીધ્ધાંત સમજાવો તો ઠીક.

**સુમતી**—જેમ સુવર્ણના અલંકાર સુવર્ણમાંથી બને છે, તેમ આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉતપન થયું છે, જેમ અલંકાર સુવર્ણરૂપ છે, તેમ બ્રહ્માંડ પણ બ્રહ્મરૂપ છે. તેની અજ્ઞાનતામાં અવીદ્યા દેવીએ બ્રહ્માંડનુ ભીન ભીન રૂપ, તથા નામો કલપ્યા, પરંતુ અજ્ઞા

ન દશામાં પણ તેનુ હેવાતન માત્ર ભ્રન્ટી કાલ સુધીજ છે, અથવા પ્રથક પ્રથક પદાર્થ લ ઇએ તો, તે પદાર્થના નાશ પરીયંતજ તેના રૂપ તથા નામનુ હેવાતન છે, તે પદાર્થોના નાશ પછી, તથા અખીલ બ્રહ્માંડના માની લીધેલા પ્રલયકાલ પછી, તેના રૂપ નામો નુ હેવાતન નથી માટે તે મીથ્યા છે, તથા જ્ઞાન દશામાં તો વલી જ્યાંહાં અખીલ બ્રહ્માં ડ બ્રહ્મસ્વરૂપ છે હેવુ જ્ઞાન થયુ, એટલે દ્વૈત ભીન ભીનરૂપ, તથા નામોની કલ્પના તદન ના શ પામે છે, અરથાંત જગત, વીશ્વ, અથવા બ્રહ્માંડ ખરી રીતે જોતાં છેજ નહી, બ્રહ્મ સ્વરૂપના અજ્ઞાન કાલમાં, ભ્રાંતીથી એ જગત, વીશ્વ, અથવા બ્રહ્માંડનો નાના પ્રકારનો સ્થા વર, જંગમ, ચર, અચર, રૂપ સર્વ પ્રપંચ નામરૂપથી પ્રતીત થતો તે સર્વ બ્રહ્મરૂપ છે હે વું જ્ઞાન થાય છે, ત્યારે તે સઘલો બ્રહ્માંડ, વીશ્વ, અથવા જગતરૂપ પ્રપંચ કયાંહાં ઉડી જા ય છે તે પણ જણાતુ નથી, તથા તેનો પત્તો પણ લાગતો નથી, સાથીકે બ્રહ્મ સ્વરૂપ નુ જ્ઞાન થએથી જણાય છે કે પરમાર્થ તો જગત બ્રહ્માંડ, કે વીશ્વ, ઉપજેલુંજ નથી, તો, જગત બ્રહ્માંડ કે વીશ્વ કેહેવું કોને ?

**જીવરાજ**—જગતની નીવૃતી તો જ્ઞાન વીના પણ પ્રલય કાલમાં પણ થતી જણાય છે ખરી ?

**સરસ્વતી**—નીવૃતી બે પ્રકારની છે, એક તો કારણમાં કાર્યનો લય થાય તેને પણ નીંવ્રતી કેહે છે, તથા બીજી નીવ્રતી હેવી છે કે કારણ સહીત કાર્યની નીવ્રતી થાય છે, એ બે પ્રકારની નીવ્રતી છે, તેમાં નીત્ય પ્રલય જે સુષુપ્તી, તથા નૈમીતીક પ્રલય જે દેહના વી યોગરૂપ મરણ છે, તે તથા બ્રહ્મા સહીત જગતનો જે પ્રલય થવો કે જેને માહા પ્રલય કેહે છે, એ રીતે નીત્ય પ્રલય, તથા નૈમીતીક પ્રલય, તથા માહા પ્રલયમાં જો કે જગતની નીવ્રતી થાયછે, તોપણ તે નીવ્રતી કાર્યરૂપ જગતની કારણરૂપ અજ્ઞાનમાં લય રૂપની ની વ્રતી થાય છે, અજ્ઞાન કારણની નીવ્રતી થતીજ નથી, તેથી જેમ ફરીને બીજમાંથી અં કુરો ફુટે છે, તેમ પોતપોતાના સમયે પાછી જગતની ઉતપતી થાય છે, એટલે સુષુપ્તી પ છી જાગ્રતમાં, મરણ પછી પુનરપી જન્મમાં, માહા પ્રલય પછી પાછી ભ્રન્ટી કાલમાં, જગ તની ઉતપતી થાય છે, તેથી તે કારણમાં કાર્યના લયરૂપ નીવ્રતી છે, તથા બ્રહ્મ સ્વરૂપના જ્ઞાનથી તો કારણ જે અજ્ઞાન છે, તે સહીત કાર્યરૂપ જગત, વીશ્વ, કે બ્રહ્માંડની નીવૃતી થાય છે, તેથી તેને આત્યંતીક નીવૃતી કેહેછે, એ રીતે જો કે પ્રલય કાલમાં જગતની નીવ્ર તી થાય છે, તોપણ આત્મ જ્ઞાન એટલે બ્રહ્મસ્વરૂપના જાણપણા વીના જગતનો બાધ કોટી કલ્પથી પણ થતો નથી, તથા બ્રહ્મસ્વરૂપના જ્ઞાનથી તો, જેમ સ્વપ્નના પદાર્થ કયાં હાં જતા રહ્યા તે જાણાતું નથી, તથા તેનો પત્તો પણ લાગતો નથી, તેમ જગત, વી શ્વ, કે બ્રહ્માંડ અજ્ઞાન કાલમાં પ્રતીત ભ્રાંતીથી થતુ હતુ, તે કયાંહાં ઊડી જાય છે તે પ ણ જણાતુ નથી, તથા તેનો પત્તો પણ લાગતો નથી.

**મનરાજ**—તે કેવી રીતે તે કોઈ રમુજી દ્રશ્ટાંત આપી સમજાવો, એટલે આ ના મરૂપ જગત પ્રપંચ બ્રહ્મ સ્વરૂપના જ્ઞાને શી રીતે ઉડી જાય છે તેનો ખુલાસો કરો.

**સીધ્ધા**—કોઇ એક કારીગર સોનીએ રૂપાનુ સુશોભીત સીંહાસન બનાવી તે એક શ્રીમંત માહારાજાને ત્યાંહાં લાવ્યો, તેણે તે સોનીને પુછ્યું કે આ શું છે, સોનીએ જુવાબ દીધો કે સીંહાસન છે. તે શ્રીમંત માહારાજાએ કહયું કે તું જુઠું બોલે છે. સોની બો લ્યો કે ના માહારાજ સાચુ કહુ છું, એમ કહીને સીંહાસન બતાવવા લાગ્યો. પ્રથમ તેના સુશોભીત ચાર પગ બતાવ્યા, એટલે જુવાબ મલ્યો કે એ તો રૂપુ છે, પગ નથી. દરેક સુશોભીત કાંગરી તથા નકશીદાર પાસાં બતાવ્યા, ત્યારે પણ જુવાબ મલ્યો કે એ તો રૂપુ છે એ રીતે દેવ બેસાડવાની સુશોભીત બેઠક, છત્ર, વીગેરે દરેક ભાગ પ્રથક પ્રથક રૂપ તથા નામે બતાવ્યા, તે સરવે રૂપુ છે હેવો જુવાબ મલ્યો. તે સીંહાસનના દરેક પ્રથક પ્રથક ભાગના રૂપ, તથા નામ સીધ્ધ થયા નહીં, તો સર્વ સમગ્રનુ સીંહાસનરૂપ તથા નામતો કયાંહાંથીજ સીધ્ધ થાય?

**મનરાજ**—વાહવા દ્રષ્ટાંત તો ખરેખરૂ રમુજી છે, સીધ્ધાંત સમજાવો.

**સીધ્ધા**—તેવીજ રીતે અવીદ્યા દેવી એટલે બ્રહ્મસ્વરૂપનુ અજ્ઞાન આ અખીલ બ્રહ્માંડ રૂપી સીંહાસન લાવી તેનુ નામ બ્રહ્માંડ કેહે છે. હુ બ્રહ્મ કહુ છું, તેમને આ પ્રથક પ્રથક પંચમા ભુત, તથા ગ્રહો, તથા તારામંડલ તથા પ્રથ્વી ઉપરની વનસ્પતી, જીવ, જંતુ, પશુ, પક્ષી, માનવી વીગેરેને બતાવી તેમના પોતાના કલ્પેલા પ્રથક પ્રથક રૂપ, તથા નામ કેહેવા માંડેછે. હું કહું છું કે એ સર્વ બ્રહ્મસ્વરૂપ છે. ગગનમાં કોઇ જગાએ આકાશ, વાયુ, તેજ, જલ, પ્રથ્વી, એ નામો લખ્યા નથી; તથા ગ્રહના ગોલાઓ ઉપર સુર્ય ચંદ્ર, મંગલ, બુધ, બ્રેસપતી, શુક્ર, શનીશ્વર વીગેરે નામો સ્વભાવીક રીતે લખાયલા નથી. તેમ પ્રથ્વી ઉપરની વનસ્પતીથી તે મનુશ્યાદી પરીયંત ચર, અચર, પદાર્થો ઉપર નામલખાયલા નથી એ દેખીતુ છે. તેથી અવીદ્યાની નામાવલીને તો કશો આધારજ નથી, તેવીજ રીતે રૂપાવલી પણ પાયા વીનાની છે. તેથી તેના કલ્પીત રૂપ તથા નામ હજુ પણ સીધ્ધ થતા નથી. એટલુજ નહી પરંતુ એ ખોટી નામાવલી, તથા રૂપાવલી આધાર વીનાની હોવાથી સર્વવ્યાપક પણ નથી, શાથી કે ગગનમાં નવ ગ્રહોને સુર્ય, ચંદ્ર મંગલ, બુધ, બ્રેસપતી, શુક્ર, શની, કેતુ, રાહુ, એ વીગેરે નામ આપ્યા, પરંતુ તેથી પણ અધીક અગણીત જ્યોતીઓ પ્રત્યક્ષ જણાય છે, તથા બીજા અદર્શ પણ અનેક હશે, તેનુ નામ કે રૂપ અવીદ્યા પણ કલ્પી શકતી નથી, એટલે પછી બ્રહ્માંડની તો સીધ્ધતા કયાંહાંથીજ થાય, તથા જેને એ બ્રહ્માંડ કેહે છે તે સકલ બ્રહ્માંડ બ્રહ્મમાંથી ઉતપન થયું છે એ સીધ્ધતા થઇ ચુકીછે, માટે કાર્ય પોતાના કારણસ્વરૂપજ હોય, તેથી તેને હું બ્રહ્મસ્વરૂપ કહુ છું. વલી બ્રહ્મ સર્વ વ્યાપક પણ સીધ્ધ થઇ ચુકયા છે, તેથી તે સર્વમાં વ્યાપક હોવાથી તેનાથી ભીનરૂપ હોયજ નહી, તથા નામ તો દેખીતાજ કલ્પીત છે, એટલે તે વીશે વધારે વીવેચન કરવાની જરૂર નથી. એ રીતે જ્ઞાન દશામાં ભીન ભીન રૂપ, તથા નામની કલ્પના નાશ પામી નામરૂપવાલું જગત, વીશ્વ, કે બ્રહ્માંડ, પણ કોણ જાણે કયાંહાં

છડી જાય છે તે જણાતુ નથી. તથા જ્યાંહાં જ્યાંહાં દ્રષ્ટી પડે ત્યાંહાં ત્યાંહાં બ્રહ્મજ ભા સે છે. એ રીતે બ્રમસ્વરૂપના જ્ઞાને જગત મોથ્યા, મરૂ ભુમીના જલવત કલ્પીત, તથા બ્ર હ્મ સત્ય સીધ્ધ થાય છે, તે સીધ્ધતાથી જગત, વીશ્વ, પરમાર્થે ઉપજેલુજ નથી એમ જ્યાં હાં જણાય તો પછી જગત વીશ્વ કેહે કોહોને !

**મનરાજ**—આ હા, આજ મને કેટલો બધો આનંદ થયો છે. હવે હું અવીદ્યાનુ પ્રબલપણુ પણ કલી ગયો, જેમ લીલ જલના આધારે રહી જલને ઢાંકે છે, તેમ આ અવીદ્યા બ્રહ્મ અધીષ્ટાનના આધારે રહી, બ્રહ્મસ્વરૂપને આછાદન કરી રહી છે, તથા એ આછાદનના પડદાથી કોઇને બ્રહ્મસ્વરૂપ જાણવા દેતી નથી, તથા આ અખીલ બ્રહ્માંડ જે બ્રહ્મસ્વરૂપ છે તેના ભીન ભીન રૂપ તથા નામો કલ્પી, અલ્પ મતીવાનને ભમાવતી ફ રે છે, તથા માહા શીરોમણી વેદાંત શાસ્ત્રનુ માહા બલવાન "બ્રહ્મ.સત્ય" તથા "જગત મીથ્યા"નુ જે પ્રમાણ છે તે સમજવા દેતી નથી, એટલુજ નહી પરંતુ સત્ય બ્રહ્મસ્વરૂ પને આવરણ કરી, સસલાના સીંગડાની માફક અસત મીથ્યા જે જગત છે, તેને કલ્પી ત નામરૂપ પ્રપંચથો જાણે સત્ય હોય, એ રીતે સરવેને દ્રઢીભુત કરે છે. ખરેખર એ અ વીદ્યા અથવા માયાનો અદભુત બ્રહ્મસ્વરૂપના અજ્ઞાનરૂપી પડદો સરસ્વતી, દેવી વીના બીજા કોહોનાથી ખસેડી શકાય, હુ આ અવીદ્યાનુ આટલુ બધુ પ્રબલપણુ જોઇ વીસ્મય થાઊં છું.

**સુમતી**—મનરાજ અવીદ્યારૂપી અજ્ઞાનનુ જે આવરણ છે, તે આભાશ વ્રતીને આવરણ કરે છે, તે ચતન્ય આત્માને આવરણ કરતુ નથી, શ્રુતીમાં સ્વાશ્રય સ્વવીશય કહી આત્માને આવરણ કહુ છે તે પ્રૌઢ ભાવથી કહુ છે, જેમ મેઘાવરણથી સુર્યનુ દર શણ થતુ નથી, ત્યારે લોકો કેહે છે જે સુર્યને મેઘે આવરણન કર્યુ છે, પરંતુ સુર્યમાં જો આવરણ હોય તો અન્ય દેશમાં પણ સુર્યનુ દરશણ થવુ ન જોઇએ, તે તો થાય છે, તે થી જણાય છે કેચક્ષુને આવરણ કરે છે, સુર્યને નહી, તેજ રીતે શાભાશ વૃતીમાં અજ્ઞાન તથા આવરણાદી છે, ચૈતન્યમાં નથી, ચીદાત્મા શુધ, અને નીરવીકાર, સ્વપ્રકાશ સ્વરૂપ છે, તે થી અજ્ઞાનથી પણ પર હોવાથી, અવીદ્યા તેને આવરણ કરી શકે નહી, આભાશ વ્રતી ને આવરણ કરે છે, તથા તે આવરણે કરીને બ્રહ્મસ્વરૂપનો અનુભવ કરવા દેતી નથી, તેથી તેને માહા બલવાન માનવામાં આવે તેમાં નવાઈ નથી, તોપણ સરસ્વતી દેવી આગલ તેનુ ટટ્ટુ ચાલે એમ નથી, બ્રહ્મસ્વરૂપનો અનુભવ ન કરી શકે એટલા સારૂ, આભાશ વ્રતી ને ખોટા કલ્પીતરૂપ તથા નામરૂપી પ્રપંચ રચી, જગતાકાર આવરણરૂપી પડદો જે ના ખે છે, તે પડદો સરસ્વતી દેવી જ્ઞાનાગ્નીથી તુરત ભસ્મ કરે છે, એટલે પછી અદ્વૈત એ ક રસ સચીતાનંદ બ્રહ્મના દરશણ તુલ્ય અનુભવ થવામાં કશો વીક્ષેપ રેહેતો નથી.

**સાધ્ધા**—અવીદ્યાના કલ્પીત રૂપ તથા નામના પ્રપંચનુ હેવાતન કેટલું, એ પ્રપંચ ની હયાતી માત્ર શ્રષ્ટી કાલમાંજ છે, શ્રષ્ટીની પુર્વે તથા પ્રલય કાલની પછી, એ પ્રપંચ

ની હયાતી હોતી નથી, શ્રષ્ટી કાલમાં પણ એ પ્રપચનુ હેવાતન સદાકાલ રેહેતુ નથી, જ્યાંહાં બ્રહ્મસ્વરૂપનુ જ્ઞાન થયુ, એટલે એ સઘલો પ્રપંચ નાશ પામે છે, તથા અદ્વૈત એક રસ પરમાત્મા બ્રહ્મ શ્રષ્ટીની પુરવે, શ્રષ્ટી કાલમાં, તથા પ્રલય પછી પણ સદા છે છે ને છે, હેવા આદીઅંત વીનાના સતસ્વરૂપી બ્રહ્મને જાણી ન શકે એટલા સારૂ આભાશ વૃતીને અજ્ઞાન કાલમાં આવરણ કરૂ, તેથી બ્રહ્મસ્વરૂપ ઊડી જાય નહી. પરંતુ જ્યાંહાં બ્રહ્મસ્વરૂપનુ જ્ઞાન થયું, એટલે એ સઘલા નામરૂપ પ્રપંચ સાથે અખીલ બ્રહ્માંડ, વીશ્વ, અથવા જગત કોણ જાણે કયાંહાં ઉડી જાય છે તેજાણાતુ નથી, તથા પત્તો પણ લાગતો નથી.

**જીવરાજ**—આ અખીલ બ્રહ્માંડ કે વીશ્વ કે જગતતો છેજ નહી. પરમાર્થ ઉપજ્યુ જ નથી, ત્યાંહા જગત વીશ્વ કે બ્રહ્માંડ કેહેવુંજ કોહોને? એ સર્વ બ્રહ્મ સ્વરૂપ છે. બ્રહ્મ સ્વરૂપના અજ્ઞાને જે, સ્વપ્નના પદાર્થની માફક, ભ્રાંતીકાલમાં જગત, વીશ્વ કે બ્રહ્માંડ ભાસતુ, તે બ્રહ્મ સ્વરૂપનુ જ્ઞાન થએથી, ભ્રાંતી ઉડી જતા તેનીસાથે તે પણ ઊડી ગયુ, એવીશે હવે જરા પણ સંસય રહો નથી.

**સરસ્વતી**—જ્યારે એમ છે ત્યારે જીવરાજ આ અખીલ બ્રહ્માંડ, વીશ્વ, અથવા જગત ઉડી ગયુ, તેની સાથે તારૂ જીવરાજ નામ તથા રૂપ પણ ઉડી ગયુ. અરથાંત અખીલ બ્રહ્માંડ બ્રહ્મ સ્વરૂપ છે તો તું પણ બ્રહ્મ સ્વરૂપ છે. એટલે બ્રહ્મ તેતું, અથવા તું તે બ્રહ્મ એ રીતે નીર સંસય શીધ્ધ થઈ ચુકયુ. હવે તારે સું કેહેવું છે.

**જીવરાજ**—મારેતો હવે કાંઇ કેહેવુ નથી. આ અખીલ બ્રહ્માંડ જ્યાંહાં બ્રહ્મ સ્વરૂપ છે, ત્યાં સરવે ઠેકાણે બ્રહ્મ સીવાય બીજુ કસુ હુ ભાલતો નથી, બ્રહ્મ સ્વરૂપ સીવાય બીજુ ભીન રૂપ તથા નાંમ મ્રગજલની માફક અસત કલપીત મીથ્યા છે. એટલે બ્રહ્મથી ભીન હુ પોતાને સી રીતે માની સકુ. હુ પોતેજ બ્રહ્મ છુ હેવી પ્રતીતી મને થવા લાગી ખરી.

**સરસ્વતી**—જરા સબુર કર, તું પોતે જે બ્રહ્માંડને બ્રહ્મ સ્વરૂપ માને છે તે બ્રહ્મ સ્વરૂપી બ્રહ્માંડના પડદામાં તું છે કે તેની બાહાર છે?

**જીવરાજ**—બ્રહ્માંડની બાહાર કેમ કેહેવાય.?. બ્રહ્માંડમાંજછું. હા, હવે હું સમજયો, અપરોક્ષ જ્ઞાનતો મને મલી ચુકયુ છે. જે બ્રહ્માંડના પડદામાં હું છું તેજ બ્રહ્મ સ્વરૂપ છે એટલે હુ પોતે પણ બ્રહ્મ સ્વરૂપછુ તેમાં શી શાંકા.?

**સરસ્વતી**—તો પણ અધીક ખુલાસા ખાતર સાંભલ, જયારે બ્રહ્માંડ એ બ્રહ્મ અથવા ને બ્રહ્મ એ બ્રહ્માંડ એ નીશ્ચીંત થયું, તો બ્રહ્મ તારામાં પણ કેમ નહી કેહેવાય.

**જીવરાજ**—બ્રહ્મ મારામાં નથી એમ કદી બનેજ નહી, તથા કેહેવાય પણ નહી? સાથી કે બ્રહ્મના સચીતાનંદ પદ સાથે સર્વવ્યાપક પણું એટલે વીભુ સ્વરૂપ પણ તેનુ સીધ્ધ થઇ ચુકયુ છે. તે હેવી રીતે કે જેમ પટમાં તંતુ, ઘટમાં મ્રતીકા, સમુદ્રમાં જલ સર્વવ્યાપક છે, તેમ આ બ્રહ્માંડમાં બ્રહ્મ સર્વવ્યાપક છે.

**સરસ્વતી**—તેજ બ્રહ્મ સ્વરૂપી બ્રહ્માંડરૂપી પટ, કે ઘટ, કે સમુદ્રથીતો તું બાહાર ન થી, તો તારામાં બ્રહ્મ નહોય એમ કેમ કેહેવાય. બ્રહ્માંડમાં બ્રહ્મ સર્વવ્યાપક છે તે બ્રહ્માંડનાં પટમાં તું પણ છે, એટલે તારામાં પણ ચોખી રીતે વ્યાપક છે તેથી તથા અખીલ બ્રહ્માંડ બ્રહ્મ સ્વરૂપ છે તેથી તું પણ બ્રહ્મ છે હેમાં કાંઇ શંકા નથી.

**જીવરાજ**—વાહાવા, માતુશ્રી સરસ્વતી, હું પોતેજ બ્રહ્મ છું એ તમે સીધ્ધ કરયું. એટલે એ પરમાતમાનો અનુભવ કરવા મારે દુર જવુ પડે એમ નથી.

**સરસ્વતી**—અનુભવ કરવાવાલો જ્ઞાન સ્વરૂપી તારો આત્માં એજ બ્રહ્મ છે. સર્વવ્યાપક હોવાથી તારે દુર જવુ પડે એમ નથી. અવીદ્યાના ખોટા નામ રૂપ પ્રપંચની સીધ્ધતા સારૂ, આકાસાદીક પંચમાં ભુતમાં, તથા સુર્ય ચંદ્રાદીક ગ્રહો વીગેરે ઉપર, સ્વભાવીક રીતે નામ રૂપ લખાયેલા નથી, તેથી નામ રૂપ પ્રપંચ અસીધ્ધ છે, તેનો ખુલાસો હમણાજ કરયો છે, તથા આ અખીલ બ્રહ્માંડ બ્રહ્મ સ્વરૂપ સીધ્ધ થઇ ચુકયુ છે. તે ઉપરાંત આ અખીલ બ્રહ્માંડ જે બ્રહ્મમાંથી ઉતપન્ન થયુ છે "તે હુંછુ" હેવુ જાણવા સ્વભાવીક અદભુત સાધન સરવે જીવોમાં રહ્યુ છે, તે છતાં તેનો અનુભવ પસુપક્ષી જીવજંતુ ન કરે તેમાં તાજુબ જેવુ નથી, સાથીકે તેને તર્ક જ્ઞાન .નથી. પરંતુ મનુષ્યો પણ ન કરે એ ખરેખર તાજુબ ભરેલું છે.

**મનરાજ**—એ અદભુત શાધન કૃપા કરીને બતાવો.

**સરસ્વતી**—તારા સરીરમાં પ્રાણનો પ્રવાહ ચાલ્યા કરે છે. તેની આદીમાં "સો" અક્ષર છે. એટલે પ્રાણથી જે સ્વાસો સ્વાસ લેવાય છે તે સ્વાસની સીરૂઆત "સો" સબ્દથી થાય છે. તથા તેનો અંતાક્ષર "હં" છે. એ રીતે એ બે આદી તથા અંતાક્ષર મલીને, "સોહં" નાદ જાગ્ર, સ્વપ્ન, સુસુપ્તીએ ત્રણે અવસ્થામાં સર્વકાલ સર્વના સરીરમાં થયા કરે છે. તે છતાં તેના વીચાર ન થાય એ ખરેખરી તાજુબી છે. એજ "સોહં" નોજ ફક્ત ભાવાર્થ સમજેતો "તે હુંછુ" એ રીતે સ્પષ્ટ થાય છે.

**મનરાજ**—"સોહં" નો અર્થ "તે હુંછુ" એ રીતે સ્પષ્ટ થાય છે ખરો. "તે" તે બ્રહ્મ એ સા ઉપરથી જાણવુ તેનો ખુલાસો કરો.

**સરસ્વતી**—"સોહં" ના અર્થ પ્રમાણે "તેહુંછુ" એ પદ "તે" તથા "હુંની" સાથે એકતા પણુ સુચવે છે. માટે જેની સાથે એકતા પણુ હોવાનો સંભવ તેનેજ "સો" એટલે "તે" સંજ્ઞા લાગુ પડી સકે. જેની સાથે એકતા પણાનો સંભવ નહી તેને લાગુ પડી સકેજ નહી. માંટે "સો" એટલે "તે" સંજ્ઞા જે સર્વવ્યાપક હોય તેને સુચવે છે એમ સમજવાનુ છે, સાથીકે જે સર્વવ્યાપક હોય તેનીજ સાથે એકતાપણાનો સંભવ છે. જે સર્વવ્યાપક નથી તેની સાથે એકતા થાયજ નહી. જેમકે ઘટ પટમાં વ્યાપક નથી તેથી તેની એકતા થાયજ નહી, પરંતુ મ્રતીકા સર્વ ઘટોમાં વ્યાપકછે, તેથી તે તથા ઘટની એકતા થઇ શકે, તે પ્રમાણ પુરવક "સો" એટલે "તે" સંજ્ઞા જે સર્વવ્યાપક હોય તેને

જ સુચવે છે એ દેખીતુ છે, તે સર્વવ્યાપક તો બ્રહ્મ સીવાય બીજુ કોઇપણ નથી. તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તે સંજ્ઞા બ્રહ્મને સુચવે છે. અરથાંત "તે બ્રહ્મ તે હુંછુ" હેવો સોહં નાદનો ભાવાર્થ છે. વેદ શ્રુતીસ્મ્રતી ઉપરથી એજ અર્થ જણાય છે. તે હેવી રીતે કે એ બે "સોહં" આક્ષરોનાં "સો" તથા "હં" એબે વ્યજનોનો લય કરીએ તો સ્વર "ઓં" થશે તેજ "ઓં" પ્રણવ અક્ષરને આત્મા તથા બ્રહ્મના વાચક અક્ષર વેદ શ્રુતીસ્મ્રતીમાં માનેલા છે. એ ઉપરથી સેહેલથી સમજાઇ જસેકે "સોહં" નો અર્થ "તે હુંછુ" હેવોજે થાય છે તેમાં "તે" તે બ્રહ્મ તથા "હુ" તે આત્મા એ રીતે ગણી બ્રહ્મ તે હુંજ આત્માછું હેવો અર્થ વેદ શ્રુતીસ્મ્રતીકારે પણ કરેલો છે. એટલુજ નહી પરંતુ ચારે વેદના "પ્રજ્ઞાનમ બ્રહ્મ", "અહં બ્રહ્માસ્મી", "તત્વમસી", તથા "અયમાત્મા બ્રહ્મ" એ ચારે માહા વાકયોનો પણ આત્મા તેજ બ્રહ્મ છે, અથવા હું તે બ્રહ્મછુ એજ અર્થ થાય છે. જેમ "સોહં" નો અર્થ "તે હુંછુ" એ રીતે થાય છે તેમ "તત્વમસી" નો અર્થ "તેતુંછે." એ રીતે થાય છે. "તે હુંછુ" અથવા "તે તુંછે" એ બન્યો પદના બ્રહ્માત્માની એકતા ના ભાવાર્થમાં કાંઈ ફેર નથી, સાથીકે તત્વમસી એટલે તેતુંછે એ મહાવાક્ય આત્માની બ્રહ્મ સાથે એકતા કરવા અરપે છે એ વીશે કાઇ શક નથી. તેમ "સોહં" એટલે "તેહુંછું" એ પ્રાણના પ્રવાહમાં જે સ્વભાવીકનાદ થયા કરે છે, તેનો પણ એજ ભાવાર્થ છે, એટલે કે "તે બ્રહ્મ તેહુંછુ" એજ તાતપર્ય છે, તે સ્વભાવીક. અદભુત સાધનથી પણ તું બ્રહ્મ છે હેવુ નીરશંસય સીધ્ધ થાય છે.

**જીવરાજ**—વાહાવા, માતુશ્રી સરસ્વતી, આ અદભુત "સોહં" નાદના સાધનથી તો હુંજ બ્રહ્મછું હેવુ તમે સીધ્ધ કરી દીધુ, એટલુજ નહી પરંતુ ઋગવેદના "પ્રજ્ઞાનંમ બ્રહ્મ" તથા બીજા વેદના માહા વાકયો છે તેપણ ખરેખર યથાર્થ છે, હેવુ પણ ગર્ભીત રીતે સીધ્ધ કરયું. અરે હુ તમારો કેટલોબધો યશ ગાઉ તે સુજતુ નથી.

**મનરાજ**—હવે મને મુકતીમાલા જટ મલે એમ કરો.

**સરસ્વતી**—જયારે "હુંજ બ્રહ્મછુ" હેવી તને પરીપુર્ણ તસલી થઇ છે. ત્યારે તું સદા મુકતજ છે. કેમકે પુર્વે આપણે સીધ્ધ કરી ચુંકયા છીયે કે બ્રહ્માંતમાં "નીરીહી" એટલે ઇચ્છા રહીત છે. જયારે ઇચ્છા રહીત છે ત્યારે અકર્તા તથા અભોકતા પણ સીધ્ધ થાય છે. મતલબ કર્મના કર્તા આત્માં છેજ નહી. એટલે તેને કોઇપણ પ્રકારનો બંધ પણ હોયજ નહી. આત્મા વીમુક્ત એટલે નીત્ય મુક્ત છે. તેનો અર્થ એછેકે આત્મા વીશે બંધ થયોજ નથી, તો મુકતી મેલવવી કયાંહાં રહી.? સદા આત્માંમુકતજ છે, તે છતાં બંધ જે પ્રતીત થાય છે તેપણ કેવલ મુઢોની કલ્પના છે. એટલે બ્રહ્મ સ્વરૂપના અજ્ઞાને કરીને અર્થાંત અવીદ્યાના પ્રતાપથી એ બંધની પ્રતીતી થાય છે, તે બ્રહ્મ સ્વરૂપ નીત્ય મુક્ત છે, હેવું જહાં જ્ઞાન થયુ એટલે તેજ ક્ષણે આર્હીજ બંધની નીવૃતી થાય છે.

પરમાર્થે જ્યાંહાં બંધ છેજ નહી ત્યાહાં મુકતી મેલવવી સી રહી! તેમ મુકતીમાલા તેં તારે ગલેજ રમી રહી છે, ત્યાહાં મેલવવા પણ હવે સું બાકી રહ્યું.

**જીવરાજ**—હાં, હુ સમજયો, હુતો સદા નીત્ય મુકતછું. બ્રહ્મ જે "નીરીહી" એટલે ઇચ્છા રહીત છે, તેને કસુ બંધન હોય નહી, તે છતાં બ્રહ્મ સ્વરૂપના અજ્ઞાને કરીને એટલે અવીદ્યાના પ્રતાપથી બંધનની પ્રતીતી સીરીતે થાય છે, તે દ્રષ્ટાંત આપી સમજાવોતો ઠીક.

**સરસ્વતી**—ઠીક, તેમ કરૂંછું. એક સીંહને સ્વપ્ન થયુકે, મને વનમાં સીકારીઓએ આવી ઘેરી ઘાયલ કરી લોઢાનાં પાંજરામાં પુરી મુકયો છે; ત્યાહાં ખાવાનુ પણ આપે નહી, તેથી અપવાસ થયા, પછી ક્ષુધાનો મારયો ચારે પગ પછાડતાં, તે પાંજરામાં તીવ્ર અણીદાર લોઢાની સુલો હતી તે પગોમાં ભોકાઇ જતાં, તે સુલો પગમાંથી કોઇ કાઢતુ પણ નથી, તેથી રૂધીરની રેલ ચાલી છે, તેની વેદનાથી પોકાર કરવા લાગ્યો, દરમીયાન જાગી ઉઠતા જુવેછે તો પોતે સુખમાં સુતો છે, ન કોઇ સીકારી આવ્યા છે, ન કોઇએ ઘેરયો છે, ન ઘાયલ થયો છે, ન પાંજરે પુરયો છે, ન ક્ષુધા છે, ન પગે સુલો વાગી છે, ન તેની વેદના છે, કેવલ નીંદ્રાવસ ભ્રમ થયો હતો. તેમ આત્મામાં અવીદ્યાએ બંધ કલ્પ્યો છે. આત્મા એટલે બ્રહ્મ જે સર્વવ્યાપક છે તેને બાંધી કોણ સકે.? સર્વવ્યાપક જે હોય તેમાં બંધની કલ્પના કરવી એ કેટલુબધુ હસવા જેવુછે? વલી આત્મા એટલે બ્રહ્મ સતસ્વરૂપ છે, એટલે સર્વકાલ છે છેને છે, તેને કર્મ તથા કર્મના ફલ જન્મ મરણ કેમ સંભવે.? તથા સર્વવ્યાપક જે હોય તેને ગમના ગમન અનેક યોનીમાં કેમ સંભવે.? વલી આત્મા એટલે બ્રહ્મ અખંડાનંદ સ્વરૂપ છે, તેને દુખ કલેશાદીક પણ કેમ સંભવે.? તથા જે સર્વવ્યાપક હોય તે કાપ્યો કપાય પણ કેમ.? તથા જે સર્વકાલ સ્થાયી છે તે બાલ્યો બલેકે મારયો મરે પણ કેમ? એ રીતે બંધ દુખ કલેશ આદીકની આત્મામાં કલ્પના સર્વ હસવા લાએક નીરઆધાર છે. તેથી પણ આત્મા સદા જ્યાંહાનો ત્યાંહા નીત્ય મુકત અસંગ નીરવીકાર છે, તે નીત્ય મુકત જેપર બ્રહ્મ તેતુંછે હેવુ નીરસંદેહ સીધ્ધ જણાસે.

**જીવરાજ**—વાહાવા માતુશ્રી સરસ્વતી હું પોતેજ બ્રહ્મછું એ તમે સીધ્ધ કરયુ, એટલુંજ નહી પરંતુ હુ નીત્ય મુકતછુ એ પણ તમે સીધ્ધ કરયુ. તેથી મને જે આનંદ થાય છે તેનુ વરણન કરવા મારી વાણી સમર્થ નથી. ધન્ય સરસ્વતી, ધન્ય સુમતીજી બ્બા તમને પણ ધન્ય છે.

**મનરાજ**—વાહાવા ધન્યછું, ધન્યછું, મને મારી વાંછીત મુકતીમાલા મલી ચુકી, એટલુંજ નહી, પરંતુ હુ કેવો મુર્ખો હતો કે બગલમાં છોકરૂં, ને મારૂ છોકરૂં કયાંહાં ગયુ, એ રીતે ભ્રમીત થએલી સ્ત્રી જેમ ભમે, તેમ મારી વાંછીત મુકતીમાલા મારા ગલામાં છતાં હુ તેની સોધમાં અહીંતહી ભમતો. માતુશ્રી હવે હમણા વધારે શ્રમ લોમાં. વેદ મારે જે કરવાનુ હતુ તે કરી ચુકયો. તથા પામવાનુ હતુ તે પામી ચુકયો. એથી અધી કસું કહ્યું.

## પદ.

વીધાતારે; ધન ધન્ય છે લેખ લલાટ. ધન ધન્ય છે.
અવીદ્યાના સંગથી, હું સીંહ ભયોરે સીયાલ,
વાનરથી ડરતો રહયો, જાણે આણસે મારો કાલરે. વીધાતારે.
નીજ પશુસાથ રમતો રહયો, આણી દીલ અતી વ્હાલ,
જાત ભાત જોઈ નહી કસી, બુરા કરયાં મુજ હાલરે. વીધાતારે.
કાલરૂપી આવે પારધી, બ્રહ્માંડ રૂપી વન,
બાણ જોઇ હેના કારમાં, કંપી રેહેતુ મારૂ તનરે. વીધાતારે.
સરસ્વતીના પ્રતાપથી, મેહે જાણ્યું મારૂ સ્વરૂપ,
સીદ ડરૂ હવે કાલથી, હુ સતસ્વરૂપી ભુપરે. વીધાતારે.
અગ્ની મુને બાલે નહી, નહી સુકાવે આ વાય,
જલ રેલ બોલે નહી, શસ્ત્રે ન કાપ્યો કપાયરે. વીધાતારે.
યુગેયુગ વહી ગયા, તોએ હું તો એકનો એક,
સીપેરે ભુલ્યો સ્વરૂપ હુ, સી અજબ લખીતેં રેખરે. વીધાતા.
ભ્રમીત થઈ પુર કામની, ધુંડે પોતાનું બાલ,
કેડે નજર કરે નહી, કંપી કુટે કપાલરે. વીધાતારે.
તેમ રમી રહી મુજ કંઠમા, મનહર મુકતીમાલ,
ભમ્યો અખીલ બ્રહ્માંડમાં, મેલવવા તેની ભાલરે. વીધાતારે.
ધુંડૂ બ્રહ્મ તે હુંજ્યું, સુ માહારો પ્રતાપ,
પામી જ્ઞાન રત્ન સુભ, સીદને કરૂ સંતાપરે. વીધાતારે.
આતમ સ્વરૂપ જાણીને, થયો નીરંકુશ શાંત,
ઘટ ઘટમાં ગોવીંદજી, અવર ધુંડુ કયાંહાં કમલાકાંતરે. વીધાતારે.

